# નાજાં શીરીન

(બે અંકી સંસારી ફારસ)

આલ્ફ્રેડ નાટક મંડળીને માટે

રચનાર

નાહાનાભાઈ રૂસ્તમજી રાણીના.



---

મુંબઈ,

દા. ડ. ગબ્બાનાના યુનિયન પ્રેસમાં છાપ્યોછે.

સને ૧૮૯૨ ઇસવી.

કિમત ચાર આના.

૪૮૨૪

# નાજાં શીરીન

(બે અંકી સંસારી ફાર્સ)

રચનાર

ન્હાનાભાઈ રૂસ્તમજી રાણીના.



મુંબઈ,

ન્હા. રૂ. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપ્યોછે.

સને ૧૮૯૨ ઈસવી.

કિંમત ચાર આના.

# ૪૮૨૪

ઠઠ્ઠા મશ્કરી ને હસી ભરેલી વિગતોનું આમઠું ભા-મઠું કરીને ગમેતેમ ગોઠવી દઈને કરેલાં લખાણ ફાર્સને નામે ઓળખાયછે. ફાર્સની મુખ્ય નેમ દમ બાંધીને હસાવવાનીજ હોયછે, ને તેથી તેના લખાણ કે તેમાં સમાનાર હકીકત ઢંગ ધડા કે ધડપુછડાં વગરના હોયછે; એવા કિસમનાં ઠોરઠેકાણા વગરનાં લખાણોમાં ફલાણી બાબદ બની શકે એવી અથવા પેશ પડતીછે કે નહી તેનો વિચાર કરવામાં આવતો નથી પણ ફલાણી વાતનો ફલાણો ભાગ ફલાણી રીતે ગોઠવ્યો હોયતો તે બનાવ ગમે એવો અકુદરતી દેખાવનો થઈ પડવા છતાં તેમાંથી કળેજાં ઉથળાય એટલું હસવું આવશે કે નહી તેનો માત્ર વિચાર કરવામાં આવેછે, ને તેજ ધોરણે અત્યારસુધી દેશી નાટક તખ્તા ઉપર તરેહ કિસમના ઉરદુ તથા ગુજરાતી ફાર્સો રજુ થઈ ચુક્યાછે, અને જો કે કંઈક દરજે તેજ ધોરણને અનુસરીને આ ફાર્સ લખવાની તજવીજ કરીછે, તોપણ ફકત પેટ ભરીને હસાવી રમાડીનેજ શોકીન તમાશગીરોને રાજી કરી નાખવા કરતાં તેની સાથેજ, આપણા લોકોમાં મસહુર થએલી એક ચાલુ કહેવત મુજબ, હસતાં હસતાં અથવા હસાવી હસાવીને હાડ ભાંજવા જેવા થોડાક ટાઉકા આવાં લખાણમાં જો મળ્યા હોય તો તે “એક પંથ દો કાજ” મિસાલ બેવડી મતલબ સારે એમ માની, ફાર્સના લખાણ કરવાના ચાલુ રેવાજથી લગાર ચતરાઈ જઈ આ **નાજા શીરીન**ના ફાર્સની રચના કરવાનું વાજબી ધાર્યુંછે તે, ઉમીદ છે કે શોકીન તમાશગીર બાનુઓ અને ગૃહસ્થોને પસંદ પડતું થશે.

જેમ બીજાં નાટકો વગેરેને ભજવતી વખતે અ-
સલ લખાણનો કેટલોક ભાગ કાપકુપ કરવો પડેછે તેમજ
આ ફાર્સ ભજવતી વખતે પણ જરૂર પડતાં કેટલુંક કાપ-
કુપ કરવું પડશે; તેમજ એમાં સમાયલા રમુજી ટાહુકા
અને કલેજે લાગે એવા ઠોકમાં પણ વખત જતે નવા
નવા ને વખતને અનુસરતા ફેરફાર કરવા પડશે.

આ ફાર્સ માટે મારી મરજીના તોરપર ને મારા લ-
ખાણને બર આવતાં મારી સૂચના મુજબનાં ગુજરાતી
ગાયનો કરી આપવાની મારા મિત્રો ભાઈ પીરોશા કાવશા
માસ્તર તથા કવિ ગોપાલજી કલ્યાણજીએ જે તસદી લીધી
છે તે માટે તેમનો આ પ્રસંગે ઉપકાર માનુંછું. એક જ-
વાન પારસી ગ્રહસ્થે બનાવેલું રતી મડમવાળું ઈંગ્રેજી ગા-
યન આવતું મળી આવ્યું છે તે એમનું એમ આમાં દાખલ
કર્યુંછે.

ન્હા. રૂ. રાણીના.

ફેબરવારી ૧૮૯૨.

૪૮૨૪

# નાજં શીરીન.

## અંક ૧ લો—દેખાવ ૧ લો.

### ઠેકાણું: બામજીભાઈના ઘરનો એક ઓરડો.

ઘર સંસારને લગતો થોડો સરસામાન. બામજી તથા કોલીબાઈ બેહલા દેખાએછે.

**કોલી**—તો હવે એમ બેસી નહી રેહેવાએ જો! કંઈબી કરીને છોકરીઓને તો ઠેકાણે પાડવીજ જોઈએ!

**બામ**—હાંની ના કેણ કેહેચ, પણ જરા જેવું તપાસવુંબી જોઈએની— આજે તો બેરી બાપ બેટીઆઓ કંઈ એવું લઈ બેસાય કે પાંચ હજાર ને દસ હજારજ માગવા લાગાય, તો એ બધા આજાર લાવીએ તે કાંહાંથી?

**કોલી**—વળી કાંથી લાવે! કંઈબી કરીને લાવીઆ વગર છુટક છે? જે લોકોની પાસે હોતું નથી તે લોકો કરજ દેણ કરીનેબી પુરૂં કરેચ તો પછી તમારા મદાઈ એમ અભતી જાએ તો તે કેમ પરવડે! કંઈ થોડું ઘણું ઘરમાંથી થોડું ઘણું ઉછીપછીનું કરીને કરવું તો જોઈએ! જાઓની તમે હવે એમ દુધમાં પોરીઆં ના જોયા કરો? જભરાઈ છોકરીઓ માથાં ઉપરવારી થઈ ગઈચ!

**બામ**—અરે પણ તે બધું ખરૂં! રૂપીયા પૈસાની વાત છેની! કરજ દેણ કરીને લગનના ખરચ કરવામાં ફાયદો શું? ને તે કરતાં કંઈ અગાઉની પખી છે કે બસો પા-

નસોમાં કાસર પતે! એ તો જોઇએ તપાસીએ! ધીરે સાં-
સતે કંઈ કરીએ!

**કોલી**— આપરે કંઈ કહારડાં માછડાં છૈએ કે બસો પા-
નસોએ ચાલે? આપરાં નામ પરમાણે કંઈ નહીતો નાખી
દેતાં પાંચ પાંચ સાત સાત હજાર તો જોઈએ! મરૂરે!
તમારી તો કંઈ સુધ ઉઘડતીજ નથી જો! હવે ખોટી નહીં
થવાએ! મરૂ! રાત દીસ મારો જીવ સીકે ઓરવાઈ રહેયોચ!
તમે માટીડા શું સમજો! છોકરીઓ હવે દારેવારેની થઈ!
તે હવે એમ નાખી નહીં મુકાએ! લોકોને ઘેરના આએ
ફેરવા પડેચ તે જુવોચ કે નહીં! ઓંજીઊં કાને પરીઊં
સાંભળી શકાતું નથી! ઓ તોબારે! (નાકે ખાસડું ઘસી)
ખોદા કોઇને ઘેર દીકરી ના આપતો! ને આપેતો સારાં
નસીબની, સારાં સલુખની ને સકન ઘેરની આપજે.

**બામ**—આપરાં આએ સુખવાસી ઘરમાં તું નાહેકનો
કંકાસ ઉભો કરેચ જો! રાજા બોલ્યા ને દહાડી હાલી તે
મુજબ મોટે મોને પાંચ પાંચ ને સાત સાત હજાર બો-
લી તો ખરી પણ તે કેટલી રકમ થઇ ને તે કેમ પેદા થાય
તેનો કંઈ ખ્યાલબી છે કે? જરા થંડી પડ! એટલું ઘભ-
રાવાનું કામ નથી! ખોદાનું કામ ખોદા કરશે. જરણ, પ-
રણ ને મરણ એ તરણ ચીજ સાહેબે પોતાનેજ હાત રા-
ખેલીછે! તે સાહેબ ચાહશે તો, ચંદરોજમાં આપની નાજનં
શીરીન ઠેકાણે પડી જશે!

**કોલી**—તે હવે તમે ગમે તે કેહેવો! મારીથી નચીંત
પરી હવે બેસાતું નથી—પાર પરોસી, આયાં ગીયાં સાહુ
મને ટુંપી નાખેચ! હવેતો કંઇબી કરીને એટલી પોરીઓનાં

માથાં ધોઈ નાખી હલકી કરી નાખીએ! હવે તમેબી જરા ઉજમ પકરો! ઉજમ!

**બામ**—પણ છોકરીઓનાં માંથાં ધોતાં આપણાં માંથાંની ટાલકી ઘસાઈ જશેની! ને એ લોકોને હલકાં કરતાં આપરે ભારી થઈ જશું તેનોબી કંઈ વીચાર છે કે બસ અમથું બડબડોયાજ કરશો!

**કોલી**—તારે દીકરીઓ પરણાવાના કામ તે કંઈ શોખાંછે કે? એ તો કેહેવત છે કે "દીકરી ને મીઢાંની હાંલ્લી"! માંથાંની ટાલકી ઘસાય કે દીલપરનું ચામડું ઉખડે પણ દીકરી પરણાવવા વગર છુટક છે? વળી જણીયાં તો જોગવવાંજ જોઇએ! કોઈ સારાં જેવાં ઠેકાણા જોઈકારીને ચાર ચોખા નાખી આપીઆ કે થયું!

**બામ**—તું તો ઘેલી થઈ ગઈચ. એમ દોડા દોડમાં પોરીઓને ડેથે ફાંસમાં નાખી દેશો. એક તો મોટી રકમ આપવાની વાત—વળી પાછલથી પોરીઓ કોઈ લુચ્ચો લફંગો મલીઓ ને બધું ખાઈ ઉડાવી દીધું તો બેવડું દુખ! છોકરી છતે ધણીએ રંડાપો ભોગવતી માથે પડે, ને સાથે વળી બધી વાતની પંચાતી! આજના કેટલાક બેટી બાપ છોકરાઓમાં કંઈ ઢંગ ધડા છે?

**કોલી**—તે બધું થઈ રેહેશે, મુલમાં મીઠું પડીઉં નથી તેટલાં તમે વાણોજ ભુંડી કારોચ તે! એ તો કેતી છે કે "ધાઓ ધાઓ ને કરમમાં હોય તે ખાવો," તેમ આપરે તો એકવાર કરી છુટીએ, પછી તો જે થવાનું હોય તે થાય! એમ એવા એવા અંધેસા કરીને બેસી રેહેતાં કંઇ પરવરે કે? "નાખો ધરમે ને ખાય કરમે"!

બામ—વારૂ તારે હું જોઉંચ કોઈ દોસદારો સાથે વાત કરૂંચ. મારા એક દોસનો છોકરો સોલુ ધોલચો છે, તેના બાપ સાથ તો વાત કીધેલીજ છે.

કોલી— એ ધોલચા પોલચા કંઈ આપરે ઘેર ચાલે નહી જો! તમે જણોચ! આજ કાલની છોકરીઓને તો મોટે ઘેરના તેવા તરીમ તરાકીયા ઓભરૂ વરો જોઈએ! એસકા માસકા શીકેલા ભણેલા! વરો જોઈએ! તે આગલા દારા હવે ભુલી જજો હોં મરૂ! તમુને તો મોંજ સંધરીઆ જો! આજની છોકરીઓને એવા વરો ગમે બમે નહી જો!

બામ— કોલી તું ખરેખર તારી દીકરીઓનો દુશમન છે! અરે! એ લોકોને એવા વરો અપાવ્યે કે આપુ સાહી હાડકું શેળી રળી કમાઈ આબરૂથી પોતાનો સંસાર ચલાવે! કોઈ ધંધાદારી શોધી કાહરવો જોઈએ! ધોલચાનો છોકરો કામતો કરેચ સુથારનું પણ ધનતર મીસ્તરીને કોરે બેસાડેચ, ભલાભલાઓ તેની સલ્લાહ પુછવા આવેચ, ને નછતે દહાડે પાંચ પચ્ચીસ કુટી કાહરેચ. તો એવા કોઈ ધંધાદારી સાથ છોકરીઓને ઠેકાણે પારીએ તો વારૂં, જતે દહાડે છોકરીઓ દુવા દીએ.

કોલી— ના ના એમ કંઈ થાય નહીં, એ સુતાડા લુવાહા શું બરીઆચ! કોઈ વકીલ બારીસ્ટરો નહીં તો ડાકટરોમાંથી શોધી કાહરો! ઓ વાઓરે! ઓ ભરૂ આવરી આવરી મોટી છોકરીઓ કીધી. તે લોકોને શીખવવા કેળવવા પાછળ કાંકરાની પખી પૈસા વેરીયા તે મુવા સુતારડા લુવારડાઓને આપવા સારૂ કે! વરો એવા જોઈએ કે સારાં સારાં ખવશાવે! સારાં સારાં પહેરાવે! સારાં સારાં

ફેરવે હેરવે! બુટ ઇસ્ટાકીન સાથે એલકા પેલકા પેહે-રાવે—પાલવા પર ફરવા લઈ જાએ, ને છોકરીઓને મોજમઝાહ કરાવી તેમના જીવ હેલવે.

**બામ**—(એક તરફ) શું જમાનો આયોચ! પારાવારાબી અસવારમાં બપવા માંગેચ! ગરીબની દીકરીઓનેબી મોટે ઘેરના ને તરીમતરાકીયા વરો જોઇએચ! ગરીબરા સંપારમાં ઉધરેલા છોકરાઓને મોટે ઘેરની ખુબસુરત ને શોખેની છોકરીએ જોઇએચ! બાપ બબરચી, માએ પાણી ભરનારીના દીકરા દીકરીએનેબી બુટ ઇસ્ટાકીન ને એલકા પેલકાનું હડાખું લાગેચ તો પારસીઓનો પાટલો ફાવશે તે કેમ! (કોલીને) બાપુ મોરની ચાલ તીતરને છાજે નહી સમજી કે? ગરીબરાંઓએ ગરીબ સંસાર મુજબ તેવા પોતાને બંદબેસ્તા પોતાનીજ હાલતના કુંઢો તરફ નજર કરીને કામ લેવું જોઇએચ. મોટાની હવેલી જોઈ ગરીબે પોતાની ઝુપડી તોડી પાડવી નહીં ઘટે. મોટાને ઘેરની છોકરી મોટે ઘેરજ છાજે! ગરીબની છોકરી મોટે ઘેર જવાનાં અવત્યાં જો મારે તો હાડમાર થઇને મરે, વાસ્તે આપુ જેવાજ કોઈ મધ્યમ હાલતવાલાની તજવીજ કરશું તો વખતે જલદી નીકાલ આવી જશે, ને નહી તો સારાં માઠાં જોતાં બાર ને બાર ચોવીસ વરસ સુધી સબરચા કરશે, સમજી!

**કોલી**—તમે બોલી રહ્યા બામજી, પણ મને તેવું કંઈ જોઈતું નથી. મુવા સુતારડા લુવારડા શું બરચાચ! ઓવારૂંરે આપરા નામ પરથી!

**બામ**—તારે હું જાણુંચ કે તું દુકતીઓને ફસાવી

મારવાની ! આજે કેટલાક છોકરાઓ ફરાવન થઈ બેસેચ ને. પણવા અદરાવા ના કેહેચ તે તમારા લોકોની આવી ફીસીઆરીથીજ ના કેહેચ. ખેર હું મારી નાજાંને તો મારા ઘોલચા સાથેજ પરણાવશ —એ મારી રાંક પોરી છે.

**કોલી**—રાંક પોરીનું કેવું હેન ખાએચ જો ! નહીં નહીં હું એ બંધેને વાસ્તે સારે સારે ઘરના વર સોધાઉંચ !

**બામજી**—કોલી તું કાંય બેજાર કરેચ. પેલી શીરી-નને તો તેં તારા એવા એવા બેહુદા વીચારોથી છકાવી મુકીચ, પણ આ બીચારી નાજાંને તો ઠેકાણે પાડવા દે એ છોકરીનું કાજ મારી ખુશીનું મને કરવા દે !

**કોલી**—ઠીક છે તારે હું મારી શીરીનને વાસ્તે તેવો સારો જેવો વર સોધાઉંચ ! શોહરીઆર ! શોહરીઆર ! મરેરે મુવો શું કરેચ !

**શોહેરીયાર**-(અંદરથી) અરે જી બાઈ ! સેઠના બીમા બેરેચ.

**કોલી**—વારૂ ! વારૂ ! કંઈ નહી ! શેઠનો બીમો કરી રહીને પછી નીચે બમનદારૂ બની ભાણવા બેહાચ તેવણને કેજે કે જતા જતા મને મળતા જાએ.

**શોહેરીયાર**—(અંદરથી) વૉરૂ બાઈ ! બેહુંચજી.

**બામ**—કોલી તુને ફરીથી કેહુંચ જે ઉતાવળ કરીને ફાંસાંમાં ના પડતી હોં ! એ કાજ કરનારાઓ તરેહવાર કાવા દાવા કરી લોકોને રૂપાના દાદર ને સુનાના દોરડાં દે-ખાડી ફસાવી મારેચ જો !

**કોલી**—એતો બધું જે થવાનું હોશે તે થશે. તમે અમોલા અમોલા રૂપીઆની ગાંસડી તેયાર કરો, દીકરી-ઓનાં માંથાં ધોવાંચ કંઈ મસ્કેરી નથી !

**બામ**--રૂપીઆની ગાંસડી કાહારો કરી બોલીતો ખરી. પણ તે કેમ નીકસે તેનો કંઈ વીચાર છે! થોડે પૈસે આપરે આબરૂ ઇજિતથી પોતાનો ટેક સાચવીને ફુરીએચ ને કદી કોઇ પાસે ઉછી પાછીનું માગતા નથી તે પરથી આપરો ભરમ ભારી દેખાયછ, તે બધો હવે ઉઘડી જઈ ફજેતીના પારાવાર તું કરાવશે! દીકરીઓ પરણાવવીચ તે કંઈ ગુનેહગારી નથી કરતાં.

**કોલી**— ગુનેહગારી એક મુકીને સો વખત? કેતી છે કેની કે "જેને ઘેરે કન્યા તેને પરમેશ્વરે દંડયા"? જો વાત સાચાચ તે!

**બામ**— (એક તરફ) છોકરાંઓને જેવી જોઇએ તેવી સારી કેલવણી મળતી નથી ને સાથે લાગાં ઘેરનાં બઇરાંઓ તેમને છગાવી મુકેચ! ખરેખર મોટા ને ઉડાઉ ખરચો આજનાં વખતમાં પુરા પડે તે કેમ? કોઈ બીચારો મારા જેવો સો સવાસોનો કમાનાર હોય, ને મારકુટે આબરૂથી ગુજરાણ ચલાવતો હોય તો પછે બઇરી ને તેની પાછલના ફીસીયારી ભરચા ખરચો કરે કાંહાંથી? અગર આબરૂ ઇજિતને વ્હાલી ગણતો હોયતો તે બીચારો તણાઈ તુટીને મરી જાય, ને જો લફંગો હોયો તો દગા ફટકા ને હરાંમખોરી કરી આયંદે ખેશ કુટુંબના નામને હીણું લગાડી ગામ શેહેર ને બચ્ચાં છોકરાં તજી દેશવટો લીએ કે બટબે જાય! ને અંતે ટોલાની ખરાબી! હજબી જો લોકો જરા જરા સમજે તો સારૂં! ખુદા ખેર કરે! [મોબેદ દાખલ.

**બમનદારૂ**—(તપકીર સુંઘતો નાંક નુછતો) કેમ શાહેબ?

**કોલી**—મોબેદ તમે હજી મારી નાજાં શીરીનને વાસ્તે સારાં જેવાં કંઈ સાસરાં લાવતા નહી?

બામ—તું નાજાંની વાત રવા દે. આએ જુઓ બાદશાહ, નાજાંને સારૂ તો મેં શાપુરજી ઘોલચાના છોકરા સોલુ સારૂ વાત કીધેલીછે. બાપ ને દીકરાને બેહુને વાત પરસન પરતી છે—તમે નાજાં સારૂ તો તે તરફુજ જરા નજર રાખજો.

બમનદારૂ— [બેસવા જાયછ. ખુરશીપરના શીવવામાંથી સોય ભોકાએચ. બુમ પારતો ઉઠી ઉભો થાયછ.] અરે અરે! તમારૂં ભલું થાયરે! આએ બધી શોય ઘોંચાઈ ગેઈ!

કોલી— (ગભરાઈને) અરે ફીટરે! મોંજ હાથે એ સોય મુકાયલીજો! મુઈનું મારૂંબી કેની તે ભેજું હવે ઠેકાણે નશીજો!

બમન— અરે કંઈ નહીરેઝી! એનું તો હવે શમઝયા! તમે કાંય અમથાં તમારા ઝીવને ફુહરાવોશ! શોએ ભોકાઈશ તે કંઈ લાભજ થાશે. (અટકાર ખાએછ) ને કોલી કાકીને કેઉકે એ ઘોલશોબી આશામીતો શારો હોં! ઘોલશાનો પોરીઓબી ઠીકશે. કેહવો તો તાંહાંઝ તમારૂં શોકટું ગોઠવી આશોં.

બામ—એ શું બકોચ, બમનદારૂ! એનું ચોકટું સાનું ગોઠવવા નીકલી આયાચ?

બમનદારૂ— તે શોકરીને વાશ્તેઝ તો!

કોલી—પણ મારી શીરીનને સારૂં તો કંઈ તેવો સારો જેવો બીજો છોકરો જોઈએ જો!

બમનદારૂ—શે, તેબી નઝરમાં એક શે! શોકરો એવો શે કે બે ઘડી ઝોયાઝ કરીએ! ડગલા આપલાકાના પેરેશ, હાતમાં વાટીંગ સ્ટીક ને આંખે ચમશો લટકાવીને ફરેશ, તે લાગેશ એવો મઝાનો કે બસ કેહેવાએઝ નહી! નશે

નરો ઝાણે ઝાંગલો (એક તરફ) નહી પારસી કે નહી ઢેરો. પણ તેને શારૂ ઝરા રકમ શારી જેવી જોઈસે; ગામ બધું આ-પતું આયુંશ તે તેમ કરીયા વગર હવે તો શાલતુંજ નથી.

**કોલી**—હવે તેનું તો થઈ રેહેસે! દીકરીઓને કંઈ અમથી ઉંચકી ઉપારીને તો આપી નથી દેવાની! પણ તેને જરા જોઈએ તો ખરાં, ને વાત બંદ બસે તો રૂપીઆ પેહરાવીએ—આપરે ઘેર આવે તેમ હોય તો જરા લઈ તો આવો!

**બામ**—પણ પોરીઆની કંઈ બીજી તપાસ કીધી કે બસ આલપાકાનાં ડગલા ને ચસ્મા પરજ! તે પોતે કેવી કીસમનો છે, ઢંગઢરા કેવા છે, કંઈ ધંધો હુન્નર જાણેચ, મા-બાપ કોણ છે, તેની કંઈ ખબર કાહરી કે બસ!

**કોલી**—તે બધું થયા કરસે! છોકરો જીભરાયો સારો જેવા હોયતો પછી નસીબમાં જે લખેલું હોય તે ખરૂં. એમતો તમો બાર ને બાર ચોવીસ વરસ સુધી ઘસકરો ઘસીઆ કરસો તો કંઈ વળવાનું નથી!

**બમનદારૂ**—હા બરાબર શે, એ તો એમઝ શોકઢાં બંદ બેશે ઝો! એમ બધું પુશાવા પાશાવા બેશાશો કેની તો આઝે શોકરા મલવા મુશકેલ શે! આઝે ગામમાં શોકરી-ઓનો એકદમ એટલો બધો તો વધારો થાઈ પડીયોશ કે તે લોકોના માએ બાપો તભરીયાં પર તભરીયાં પારેશ તોબી બીશારીઓના ઉદ્દાવ થાતા નથી તેવી વખને તમે એમ શારૂ માઠું ઝોવા બેશાશો તો કામ થાવાનુંઝ નથી.

**બામ**—તે મોકાણ બધી તાંહાંજ બઝીચની તો! ગા-મમાં છોકરીઓ કંઈ એટલી બધી વધી પડીજ નથી-એ તો

છોકરીઓનાં માએ બાપો અમથાં અધીરાં પડી ગીયાંચ; અગરજો એ માએ બાપો જરા ધીરજ પકડવા શીખે તો ગામમાં છોકરીઓની જે હલકાઈ થઈ પડીચ તે થાય નહી.

**બમનદારૂ**—બામઝી શેઠને કેહું કે તમારા ઝેવા વીશારના ગામમાં ભાગ્યેગે શો હઝારે એકબી મળે! એમ લાંબા ટુંકા વીશાર કરીયા કરીએ કેની તો શોકરીઓના ઉઠાવ થવા ઘણા મુશકેલ! વાશ્તે ઝો શોકરી ઠેકાણે નાખવો હોય તો કંઈ નરમ ગરમ ઝોઇને લાગલું ખોદાનું નામ લઈ લેવું ઝોઈએ!

**કોલી**—હા, બા, હા, એ તો એ કામ એમજ હાર પડે! તમે છોકરાને જરા લાવો.

**બામ**—પણ છોકરાનાં માબાપને પુછાવીએ તો સારૂં લાગે. તે લોકોની ખુશી મરજીથી કામ લઇએ તો સારૂં. છોકરીને માથે વાંસે કોણ?

**કોલી**—તે છોકરીને માએ બાપ સાથ પરણાવ્વીચ કે? પણનાર ધણીને પસંદ પડી તો બસ! એ માથે ને વાંસે! ખદાયનાં કામ ખદાય કરે! ને તે કરતાં પછી તેના માએ બાપનેબી કેહે કેહેવાડ કરીશું.

**બમનદારૂ**—કોલી કાકી કેહેશ તે બરાબર ને કટાકટશે ઝા! ને તે કરતાં શોકરાનાં માબાપ કોઈ નથી. તે પોતે પોતાની ખુશીથીઝ બધું કરેશ. શોકરેબી ઘેર શોધેશ તે એવું શોધેશ કે ઘેર ઝમાઈ થઇને રેહે! (બાજુ) ઝીવે તાંહાંવેર હરામનું ખાએ ને મરે તારે શશરાની ખાંધે બેશીને ઝાએ!

**કોલી**—એમ છે કે! તારે તો ઘણુંજ સારૂં! આપુણેબી

એવોજ છોકરો જોઇએચ! જીભરૂ મારી શીરીનને આજ-વેર નજર આગલથી દુર કીધી નથી તે હવે ઘેરથી બાહર કાહાડવા ગમતીબી નથી!

**બામ**—પણ તે પોરીઓ કેવો છે તેતો પેહેલ્લાં જાણીએ! માથે માબાપ નથી! છોકરી આપવીચ તો તે કેવો છે કેવો નહી તે જાણીએ તો ખરાં!

**બમનદારૂ**—અરે શાહેબ! શોકરાને વાશતે શું પુશવું, તેની ઝડફ જોઇને તમે તો બસ ખુશજ થઈ ઝશો.

**બામ**—પણ અમથો જોવાનોજ! કે કંઈ બીજું ભં-ડોલ છે? કેટલુંક સીખેલો છે?

**બમનદારૂ**—ભંડોલ ને શંડોલ પુશવા બેઠાકેની તો શોકરી પરણાવી રહેયા હોં! આજે શોકરાઝ કાંહાં શે? એક શોકરાપર શતરશો ઝણા તુટી પડેશ તેમાં એમ શાવા શાવી કરવા બેઠા તો શુઝમાં રોઝા ખોળશો. શારો મંઝનો શોકરો શે--હમણાજ હઝીતો મરત્યુક કલાશમાં પાશ થાવા જવાનો ઉતો!

**કોલી**—લેવો તારે હવે બીજું શું જોઇએ!

**બામ**—મારી નાખીયા! આ અંધીયાદાએ કોલીને પુરી ભમાવી મુકી! થયું હવે!

**કોલી**—ચાલો, બમનદારૂ તમે હવે ખોટી ના થાવો.

**બમનદારૂ**—દીકરો તારે! પણ મારી મેહેનત ભુલાશો નહીં ઓ!

**કોલી**—નહી રે બા! એમ કંઈ ભુલાય કે? તમુને પગે પડીને ખુશી કરીશું. [બોમેદ જાએછે.

(બામજીને) લે ચાલો હવે તમે કંઈ તલવેલમાં રેહેવો. ગાં-સડીની તૈયારી કરો!

**બામ**—તારી જીભતો કાતરની પખી ચાલેચ! ગાં-સડી ને ગાંસડા શાના કરાવા બેઠીચ! આએતો ધુર થયું ને આએતો પથર થયું! કંઈ કશો વીચાર વાત છે!

**કોલી**—ઓવારૂં રે! એ તમો સારે સપરમે દારે શું બકોચ—ઓજીયાં મુંવાં કોઈ ભુંડાંને મોને ધુર પથર શાના નાખવા નીકલીઆચ!

**બામ**—પણ તારે શું કરૂં! પોરીઓ આવીને સાંબો માથે પરવા માગેચ તો તેનોબી કંઈ વીચાર હોય કે નહીં. આજના જે સમજુ છોકરાઓ છે તે કોઇનીબી દરકાર રાખતા નથી. તે લોકોને એટલું ગુમાન છે કે કોઇને આશરે પરવું નહીં, ને તેવી વખતે જારે આ પોરીઓ પેહેલાંથીજ ચોખ્ખો માંથે પરવા માગેચ તારે કોણ જાણે તેનામાં કેવી કમાલ એબ હોશે, તેનો તો કશો વીચારજ નહીં!

**કોલી**—એ બધી વાત હવે તમે ટોપલે ઢાંકો! જે કંઈ બનવાનું હોશે તે બનશે! તમે તમારા મદઈનો જીવ ના કુહરાવો! અરે જતી જનમારમાં એટલી બે છોક-રીઓ પરણાવાની છે તો જરા હોંસ અભખરાથી ઉજમ પકરો! (તેઓ જાયછે.)

---

## દેખાવ ૨ જો.

---

ઠેકાણું: બાગ.

(જહાંગીર જોલી ફરતો તથા ગીત ગાતો દાખલ થાયછે.)

"Ratty Madam is my name"—એ રાહ.

**જહાંગીર**—તમે જોઇને અજાએબ ના થાવો મારા બાઈ,
છું એસાકી ફાંકડો હું એક જુવો મારો Neck tie,

સરવે એસકી જવાનોમાં હું કરૂંછું સરસાઈ,
હું રાખી રોબ ને ફરૂંછું જુઓ મારી સફાઈ;

કોરસ—{ જોલી જીંગું મારૂં નામ (બેવાર)
એસકી ફાંકડો હું છું એક (બેવાર)
દમ્મન છે મારૂં ગામ.

હું જાઉંછું દર સાંજે પાલવા બંદર ઉપર,
કોઈ એસકી નારી જોઈ કરૂં તે પર નજર;
કાંઈ Spectacle લટકાવી ચાલું લટકતી ચાલ,
આ ઈંગલીશ કટના Pantloon ને હાથમાં રે-
શમી રૂમાલ (કોરસ.)
કાંઈ એશકી થઇ ફરવા કાજે રાખું fashion-
able બાલ,
મારો બાપ હતો જાતે ગરીબ ઉતા બુરા તેના હાલ,
કાંઈ કેશમીર Suit ને patent Boot લેઇ
હાથમાં Walking stick,
રૂમાલપર છાંટીશું Jockey club બાળ પર છે
Cosmetic; (કોરસ.)
[બમનદારૂ દાખલ.

**બમનદારૂ**—ઠીક થાયું કે તમે મલી ગીયા, હું તમારે તાહાંજ આવતોથો, તમે ઘણા દાહારા થયા પછારી લાગી રહ્યાતા તે તમારે શારૂ શારૂં ઝેવું ઘેર શોધી કાહરીયુંશ. તમે માંગતાતા તેવુંઝ ઘેર શો ને રકમબી ખાશી મઝાની મલશે.

**જહાંગીર**—પણ મોબેદ, છોકરી મેં જોઇ નથી તો પછી?

**બમનદારૂ**—તો પશી વરી ભીખો ને બશી!

**જાંહાગીર**—નાહી, નાહી, એમ નાહી! છોકરીને નજરે જોઇજ નથી તો પછી તેનુ કેમ?

**બમનદારૂ**—તેનું કેમ? ઝેમ આઠમ પર નેમ! બશ, બશ, તમે લોકો બે વીશાવાશઝ! ભરૂશોઝ નહીં! મેં ઝાયલી શો છોકરીને.

**જહાંગીર**—તમે જોઇચિ તેમાં મારૂં શું વળ્યું, તમે થોરા તેની સાથ પણવાના છેવો જે?

**બમનદારૂ**—અરે નરી મડમ ઝેવી શો! પાણી પીએશ તો બધું ઘાટામાંથી દેખાએશ. તમે ઝરા ઝોશો તો પાશેથી ખોશાવાઝ નહીં માંગશો! પણ તે કરતાં હું એમ પુછું કે તમે ઝારે ખુબશુરત શોકરી માંગોશ તારે શોકરીબી પુશશેની કે તમે કેવા શેવો, પોતે વરી કાગરાની પાંખ ઝવા ખાશા મઝાના મકાઈ બાઉ ઝેવા ને શોકરી ખુબશુરત ઝોઇએ!

**જહાંગીર**—પણ એક બીજેબી સવાલ છે કે છોકરી કંઈ શીખેલી ભણેલી ને સુધારાવાળી છે કે પેલી કેટલીક અણઘડ અપટ બૈરીઓ આવેચ તેવી છે?

**બમનદારૂ**—એ આએ તમું લોકોને ઝ દલદર આવેશ કેની તે કેથું એમઝ આવેશ! ઘણી મુવા પોતે પાટી પર ધુર નહીં નાખી મુવેલા ને બૈરી શીખેલી ઝોઇએ! શોકરા મકાઈ બુઠ્ઠા ઝેવા હોય ને શુધારાવાળી કેહેવાતી તેવી કોઈ "ગોટપીટ શોટપીટ" કરતી શોકરી મળે તારેઝ પશી બશશાજીઓ બાર વાગે બાર! તે કરતાં ઓરો આવ તુ ઝારે આટલી બધી પતરાઝી કરેશ તારે તુનેબી કોઈ ઝોવા માંગશે ને તું કેટલું શીખેલોશે તે ઝાણવા માગશે તારે તું શું ઝવાબ આપશે. તારૂં તોડું!

**જહાંગીર**—તમે સમજતા નથી મોબેદ! વરી છોકરાઓની પુછપરછ કોણ કરતુંતું! ને છોકરાઓને જોવા કોણ માંગતુંતું જે?

**બમનદારૂ**—તો ઝા! શોકરાને માંથે તે કંઈ ગેનડાનો શીગરાં ઉગેલા હોશે! વારૂ ઝારે તુને શીખેલી શોકરી. ઝોઇએશ તો મારા ઝવાલનો શવાલ આપ કે 'શુંમાવણ'ને અંગ્રેઝીમાં શું કેહે!

**જહાંગીર**—(ખડખડ હસીને) મરી રેહવો મરી બેવકુફ!

**બમનદારૂ**—આએ ઘણી મુવા હશીયા! શાતરેશાત શુમાલશો ઝેવુંશે? વારૂ ઝોઉ 'સેવન્ટી શેવન' એટલે શું?

**જહાંગીર**—બમનદારૂ, હવે તમે એ બધા ટોળટપ્પા લગાવોચ કે કંઈ રસ્તે ઉતરોચ? તમે અંધીયારડાઓને જરા કોહું આપીઉ કે બસ કટકટજ કરવાના!

**બમનદારૂ**—કેમ કાંઈ મગઝમાં બહુઝ પવન લેઇને ફરતો દેશું. તુનેઝ બોલતાં આવડેશા કે?

**જહાંગીર**—હેં એ સુકો દમ અહીંયા બાહીયાં નહી ચાલવાનો હોં! તમારા જેવા સાતને મારા ખીસામાં લેઇને ફરૂંચ ખીસામાં! સમજીયા!

**બમનદારૂ**—એમ છે? ઠીક બશશા તારે તો તું ષણણી રેહો! (ગુસ્સામાં ચાલવા માંડેછે.)

**જહાંગીર**—વરી કાંહાં કરાએચ, બમનદારૂ પેલી વાત!

**બમનદારૂ**—ચાલ ખીશ દુર થા (જવા માંડેછે, મનમાં) હુંબી તો ખરે કે આઝે એ ગોલામ બશશાને પગે પડાઉં તોઝ રેહું!

**જહાંગીર**—બમનદારૂ એકાએક એ ભુત શાનો ભરાયો? એમ શું કરોચ?

**બમનદારૂ**—(ગુસ્સામાં) એમ શું કરોશ? તું એટલો બધો તારા મનમાં શાનો મલકાએશ? એકું બે શોપ-

હીના શીથરાં શીખીને ઝરા "ગોટપીટ શોટપીટ" કરતાં શીખીઓશ તે પર કે?

**જહાંગીર**—અરે, અરે, એમ આજે એકદમ છેક તીખાશપર શું આવી જવોચ, બમનદારૂ?

**બમનદારૂ**—અરે શાલ લાંન્ડા, તારા કરતાં મોટા તો મારા શોકરાઓ શે! મારા ગુઠણુ શમાનનો થાયો નથી ને એટલી ટૅ ટૅ ને ફૅ ફૅ શાની કરેશ? હું તારા બાપ ઝેવો લાગું તેને તું શું લામટામ ઝબાં કરશે કે?

**જહાંગીર**—(મનમાં) નખ્ખોદ, બમનદારૂ તો આજે ઘણાજ ખટાસપર આયાચ. (લગાર નરમ પડીને) લે ચાલો હોસે, પંચાતી માંડી વાળો.

**બમનદારૂ**—તે એમ બેમ કઈ નહીં, પેહેલાં મને પગે પડીને તું બોલીઓ તે શુખનોની તોઝેશ કર.

**જહાંગીર**—અરે હવે અખારા કરોની તો! એમ છેક શું બોહનીપર આવોચ. ચાલો બસ હવે ખાટું થઈ ગીયું.

**બમનદારૂ**—એ ખાટું ને મોરૂં હું કઈ શમઝવાનો નથી, બશ એકદમ પગે પર નહીં તો હમણા બધું શઉ ફુના ફુાટીઓ કરી નાખુશ.

**જહાંગીર**—(મનમાં) એને આજે શાનો ભુત ભરાયોચ? (મોટે) લે હવે રસ્તા વચ્ચે મારો ફજેતી ના કરોનીતો.

**બમનદારૂ**—ત્યારે ફઝેતી ભાગી બીહીતો હોયતો જલદી પગે પર.

**જહાંગીર**—અરે પણ પગે પરૂં તેથીજ ફજેતી થાયચતો.

**બમનદારૂ**—ત્યારે વેક વેહલો થા, ઝલદીથી પગે લાગ.

**જહાંગીર**—(આજુ બાજુ જોઇને કોઈ જોતું નહી

હોય તેવી રીતે ઝટ લઇને પગે પરેચ) માફ કરો ચાલો.

**બમનદારૂ**—એ તો પગે પડીયો! હવે તોજેશ કર·! માર મોનામાં બે તમાશા ને કર તોબા!

**જહાંગીર**—હવે ઘણું થાયચ તે સારૂં નહીજે, બમનદારૂ.

**બમનદારૂ**—તમાશા મારતો હોયતો માર ને નહીતો આએ શાલીયો. (તે જવા માડેછ તેને જહાંગીર અટકાવી તેનાજ મોનાપર તમાચા મારવા જાયચ તેથી ચીરડાઇને) લાંડા તોઝેશ કોણ કરેશ? તું કે હું?

**જહાંગીર**—(કાંગળો થઈ) તમે તમાચા મારવા કહ્યા તે તમાચા મારૂંચ!

**બમનદારૂ**—મને તમાશા મારે કે તુંને પોતાને? તોબા કોણ કરેશ તું કે હું? શાલ વેલો થા.

**જહાંગીર**—(પોતાને તમાચા મારી)લેવો હવે થયા રાજી?

**બમનદારૂ**—તમે લોક પેલા ઠાલા શણા ઉફરાએ ઘણા તેમ ઉફરઈ કાંએ મરોશ? ઘેરમાં વાંશ ફરે તો હાલ્લું નહીં ઝરે, ને એમ ફીશીઆરી શાના કરોશ? ઓ, શાંભર! શે શોકરી તો તમારા કરતાં વધારે શીખેલી શે! ખાસી મઝાની ખાએશ પીએશ પેહેરેશ હોઘેશ! તમુને વાટર શીલીકના ડગલા ઝોઈએશ તો તેને શટાર શીલીકના પોલકા ઝોઈએશ. તમુને મોટું વાચ ઝોઇએશ તો તેને નાનું કલાક ઝોઇએશ. તમુને તાણ રૂપીઆના બુટ જોઇએશ તો તેને શાત રૂપીઆના શલીપાટ ઝોઇએશ. તમોને વાટકીન સ્ટીક ઝોઈએશ તો તેને શાતીનની શતરી ઝોઈએશ. એવી તે શંશલ ને શોકવાલી શે! શીખેલી ભણેલી એના કરતાં તે કેવી એક ઝોઈએશ!

**જહાંગીર**—ચાલો, ચાલો, એ બધાનું તો હવે સમ-

જીયા, પણ રકમની વાત વીસરશ્યે તેમ નથી જો. તે નક્કી હોય તો ચાલો. હું તૈયાર છઉં.

**બમનદારૂ**—તારે તો ઓ કાલે મને મરઘા શેરીમાં પેલુ વગર પાયાનું બેઠ્ઠી બામણીનું ઘેર શેની તેની પાશેની પોરમાં ડાબા હાથની જમની બાજુના શઠ્ઠા ખુનામાં ઓટ-લાપર મરઘીનું પીંજરૂં શે તે ઘેરમાં આવીને મલજે, હું તો બધું શટલ કરી આપશ. (બંઘે જાયછે.)

---

## દેખાવ ૩ જો.

---

ઠેકાણું: બામજીના ઘરનો એક ઓરડો.

**કોલી**—(અંદરથી) લે ચાલો છોકરીઓ—ચોક બોક પુરીને તૈયાર થઈ જાઓ! ઓએ જીભરાયા છોકરાઓ આવતા હોશે!

**નાજાં**—હાજી (કંઈ નુછતી નુછતી) તૈયારજ છઈએ!

**શીરીન**—(ચોક પુરતી) કેવા મજેના ચોક પુરાયાચ! નાજાં જોની!

**નાજાં**—હા, એતો છેજ તો! હાથ ફરે તાંહાં લખમી?

**શીરીન**—નાજુ વારે ઘડીએ તું પેલું જે ગીત ગાયા કરતીતી તે જરા ગાની.

"ભુલીયે મેહેર મયા." ભુપ.

**નાજાં**— પાક તું અમ પાલનાર,
તાત સકલનાં પરવરદેગાર.—પાક.

સુન બીનતી રંકની બેલીયા.—પાક.
કર તું માફ કસુર હમારી,
પરમ ઈશ જગ સારી ;
પામર ગરીબ પર વરસાવ દયા તારી,
ખોલ દર સુખ નવા;—
દુઃખ સઘળાં દે સરથી નીવારી,
પાતીકથી તારનાર.—-પાક.

**નાજાં**—ચાલ સીલ્લા હુવે પેલું રતાઈ મડમવાળું ગાયન તું ગા.

**શીરીન**—ગાંઊં? તુને તે ગમેચ? લે ત્યારે ગાંઊંચ.

I have seen a deal of gaiety,
I lead a jolly life ;
My name is Retty Madam,
The handsome Parsee's wife.
The thing I most excel—
In dressing neat and tight,
In silken Suits and patent Boots
The brightest of the bright.

*Chorus.* { For Retty Madam is my name,
Good for every drink at night,
From brandy to champagne—1

My father were a surly lot
They curbed my flighty ways,
But now I am no more their slave ;
My bills my husband pays—
He daily take me to the Band
He daily take me to the Balls
And Treacher's, Kemp's, and Watson's shops
Are honoured by my Calls. (Chorus.)—2.

[બામજી દાખલ.

**બામ**—ગરીબ બીચારી છોકરીઓ! કેવી મીઠી હલક! કેવું સુંદર ગીત! કેવી નીરદોશ નારો! બાપડીઓને કશી ફીકર કે ચંતા છે! [કોલી દાખલ.

**કોલી**—એ વરી તમે આજે એવા બેમના જેવા કેમ બેઠાચ? જુઓની આ ઝીભરાઈ છોકરીઓ કેવું મજેનું ગાએચ?

From Meadow Street to Esplanade
The people all exclaimed
Oh there goes Retty Madam
The handsome Parsee's dame—
I oft I ride on Arab horse
And cut my gentle Capers
And private consort oft I sing
And oft I write to the papers.

(Chorus.)—3.

[સોલુ ઘોલચો દાખલ—બંધોને પગે પડેછ.

**કોલી**—(જરા ખાટે મને) આવો બા!

**બામ**—બેસો બા આવો. સારી પરે તો છેવો (તેને પગપર પરતો અટકાવી) એમ નહીં કરીએ બા! એ તો ઉલટું હમુને ગુનાહમાં ભરાવાનું થાયછ!

**સોરાબ**—ફરજ છે! વરાં વડેરાંને નમીએ તો પેટ ભરીને જમીએ! એમાં કંઈ નીચા માબાપના થઈ ગીયાં કે!

**બામ**—બા એ તો તમારી લાએકી છે! વારૂ બા જીવતો રેહેજે! [છેલો કોરશ પાછો ગવાયછ.

**સોરાબ**—(ગીત સાંભળીને) બાવા આપણા ગરીબ ઘરમાં આએ ખેનકોતક હારાં નહી લાગે!

**કોલી**— (એક તરફ) આએ લેવો! જેવા સસરા ઉતા તેવા જમઈ શોધી કાહારચા! કોઈ જેવું હોયતો ખુશી થાય! કાંએ બા એમાં તમુને અણઘટતું શુ લાગેચ? આબરૂ ઇજ-તસર બચ્ચાં છોકરાં પોતાના ઘરમાં પોતાના કુટુંબ કબી-લામાં ગાય વજાડે તેમાં શું છે?

**સોરાબ**— એ એમાં આબરૂ હાની! ને ઇજત હાની! મારૂં કેહેવું એ કે ઘરમાં પોરીઓના દીલ કામપર લાગે નીહ! એવું નીહ હોય તો વધારે હારૂં! (મોબેદ દાખલ) આવો બમનદારૂ આવો!

**બમનદારૂ**— આએ આયો શાહેબ! કેમ, શોરાબઝી શારી પખેનતો ખરા. (તપકીર આપે તે ઘોલચો ને બાપ ચમટી લીએ.)

**સોરાબ**—હા, બા હારી પઠે છઈએ. (એક તરફ) તમે બાપા અહીંથી મીઠો ગારો મુકો?

**બમનદારૂ**— કેમ કોલીકાકી બેઠાંશ કે (કૉલીને એક તરફ તેડીને) તમારી શીરીનનો વરબી હવરાં આવેશ હોં? પણ શોકરો ઝરા નાદાન શે તે ઝરાક બોલો શાલો તે ઝોઈ તપાશીને હોં? નહીં તો શાસની નહીં પડે. ઝે કહે તે હા કેઝો!

**બામ**—(એક તરફ) એ પેલો દારૂસ વરી એને શું ચપટાં આપેચ! (મોટેથી) મોબેદ શું છે? અહીં આવોની?

**બમનદારૂ**— મુરબી શાબ કંઈ નહીં? એ તો લગનના ઘેર તે કામ બધું ઐરાં શાથે!

**કોલી**— હા, હા, બરાબર છે—હું તમુને બધું કેહુંચ તમે જરા મારી સાથે અંદર આવો. [બામજી—કોલી જાયછ.

**બમનદારૂ**—વારૂં શીરીનબઈ તમે કંઈ અંગરેઝી

આણોશ કે? તમારા વરને તો એવી બૈરી જોઇએશ કે અંગ-રેઝીમાં બોલતી હોય, અંગ્રેઝીમાં! છરી ચુલ્યાએ ખાતી હોય! ને ગાઈ વઝારી ઝાણતી હોય!

**શીરીન**—હાજી મને તો અંગરેજી આવરેચ ને ગાતાં વજારતાંબી આવરેચ. ને હું આસા રાખુંચ કે તેવણુનેબી એ બધું આવરતું તો હોશેજ.

**બમનદારૂ**—(એક તરફ) આશા શાની રાખી મરેશ. (શીરીનને) વલી હાઝતો! આવરે નહી તારે અમથો પરણવા નીકલીઓ હોશે. શાત કલમનો ધણી શે, શાત કલમનો! હાબે હાથે અંગરેઝી લખેશ, પગે ફુલશી લખેશ. ને ઝમને હાથે તો કંઈ શંકરો હઝારો શીઝ શારશાર પરપર ને ફુરફુર કરી નાખેશ! હુશીયારીની વાત શું પુશોશ. (એક તરફ) લાંન્ડો એવો શજ્જર બીલુ શે કે હાતનું મુકેલું પગે નહીં રાખે તેવો! કામ તો પારી ઝુઓ! (શીરીન તરફ ફરીને) તારે ઝોઉ વારૂ મને ઝવાલ દેઓ કે હાવડું ઈડું એટલે શું?

**શીરીન**—(હસી પડીને) તમુને બરાબર બોલતાં નથી આવડતું! હાવડું ઈડું નહીં how do you do એટલે તમે કેમ છેવો?

**બમનદારૂ**—હા, હા! તેજ તો! મેંબી એમઝ બો-લીઓતો. વારૂ શીધીભાઈ આદા મુડીને શું કેહે? શાલો-વેહેલાં થાવો! વીશાર શું કરોશ?

**શીરીન**—એનો તો કંઈ અગરેજીમાં બોલ નથી! સીદ્દીને તો નીગ્રો કહેચ.

**બમનદારૂ**—આએ થાયું તારે! ઝોયું કે નહી! આ-ટલો શેહ્લો બોલ! negro brother ginger root એટલે સીધીભાઈ આદા મુડી.

**શીરીન**—(હસીને) અરે તમારૂં ભરત થાઓમેરે મોબેદ.

**બમનદારૂ**—વારૂ તમારી અકલપર ધુ. પરેરે! તેને. શું કેહે!

**શીરીન**—ખરેખર મોબેદ તમારી અકલપર તો ધુલજ પરેલી લાગેચ! મોબેદ હવે તમારાં વરસ વેચાએચ! તમે સાદરી ફાનસ લઈ સાંજે પવનચકીપર બેસોચ કેની તે બધા જણા આવું ફાટું ફાટું તમુને શીખવી તમુને બનાવના હોશે! બળીયારે તમે મોબેદના થતા!

**બમનદારૂ**—થાયું! આએ તરીયા પાવ ફેંકીયા! dust fall on your senses! આગલ શાલો વારૂ ઓઈએ તો ખરાં. આપરે જે શાંધરાં હરીશો ખાઇએશ તેને અંગ્રેઝીમાં શું કેહેશ!

**શીરીન**—એ તો આપરા લોકોનું એક પકવાન છે તેનો અંગ્રેજી બોલ કેમ હોય?

**બમનદારૂ**—ઘણાઝ ડાહ્યાં! અંગ્રેઝ લોકોને શાંધરાં હરીશો ખાવા ગમતો નહીં હોશે! હરીશોને અંગ્રેઝીમાં two hundred ને fifty કેહેશ, એટલુબી જાણતાં નથી ને સાંધરાંને hundred holes કરીને કેહેચ! સાંધરાં એટલે શો આંધરાં! વારૂ આપરે આએ શપટાં ખાઇએશ તેને અંગ્રેઝીમાં શું કેહે! હવે એઅબી કેઓ હોં કે અગરેઝ લોકોને સપટાંબી ખાવા ગમતાં નથી!

**શીરીન**—તે ખરૂંજ તો. અંગ્રેજ લોકો ચપટાંની વાત જાણતાંજ નથી! એ તો બધી મોહકાણ તમે લોકોએજ પોતાના હોઝરાં ભરવા સારૂ અજાણા લોકોને ભમાવીને આપરા લોકોમાં દાખલ કીધીચ!

**બમનદારૂ**—ખાધું પેટ ભરીને તારે! આએ શીખેલી શોકરી તો જુવો! અરે શપટાંને અંગ્રેઝીમાં dead men's sweet bread કેહેશ, હવે શમઝીયાં. વારૂ વાંશ બળી ગીયા ને કોયલા રહી ગીયા તેને અંગ્રેજીમાં શું કેહે?

**શીરીન**—તમે ભુલોચ, બતમદારૂ વાંસ બળી ગીયા નહીં પણ અવાસ બળી ગીઆ! વાંસમા ને અવાસમાં સુ ફેર છે તે તો તમે જાણતા નથી!

**બમનદારૂ**—આએ ઝોઝે હો! શોલ શમઝુની બેહેન થઈ નીકલી તે! મારા કરતાંબી ઝાણે હોશયાર હોએ! વળી એમાં ફેર શાનો! વાંશ તે વાંશ ને અવાશ તે અવાશ, બધું એકઝ.

**શીરીન**—નહી, નહી, બમનદારૂ! વાંસ તો બાંબુને કેહે ને અવાસ એટલે તો ઘેર.

**બમનદારૂ**—પણ તે બધું એકઝ તો! bamboo burn ને house burn બધું એકનું એકઝ! bamboo burn coals remain તેને બદલે house burn ને coals remain! કંઈ થાકતું નહી તારે ઉલટી ફીશયારી ફરેશ. વારૂ! હશતાંનાં ગામ વશતાંને શું કેહે!

**શીરીન**—એવું એવું કંઈ મને આવરતું નથી.

**બમનદારૂ**—લેવો ઝોવો હું કેહુંશ. laughing men's country populated! આએ એક શાદા શવાલનો ઝવાલ આપો તો ઝોઉં! લઈ કરીને બેહેનને કેહું કે! દેશ ખાઈને દરવાઝા તોટે બાંધીયા તેને કેમ બોલશો!

**શીરીન**—મોબેદ ખરેખર તમે દેશ ખાઇને દરવાજા તોટે બાંધેલાજ લાગેચ.

**બમનદારૂ**—તોબા! તોબા! કંઇજ થાકતું નહીં. Country eat and doors tie to neck! વારૂ કેહવોની ઝોઇએ કે શીનાઈ અડગરાને અંગરેઝીમાં શું કેહેશ?

**શીરીન**—બરેબર મોબેદ તમે તો ચીનાઈ અડગરા જેવાજ લાગોચ.

**બમનદારૂ**—ઝાડી. આએ પછાડી! અરે પણ નહીં આવરતું હોયતો પુશો, એમ શીથરાં કાંએ ફારેશ! શીનાઈ અડગરાને અંગરેઝીમાં "Chinese door-staple" કેહેશ! વારૂ કોઈ એમ કેહે કે શીરીનબાઈ એ વટેણા માપીઆ તો તેનું અંગરેઝીમાં કેમ કરશો?

**શીરીન**—મોબેદ હવે મારૂં કહયું માનો તો તમે અહીંથી વટેણાંજ માપો.

**બમનદારૂ**—કાશી શે! પોરી ઘણીજ કાશી શે! શીરીનબઈ measured peas એટલું આવરતું નહીં! વારૂ આએ મારી શગીની શોગરી શે તેને અંગરેઝીમાં શમઝાવોની ઝોઉં.

**શીરીન**—તે એમાં શું મોટી વાત? She is my relation's child.

**બમનદારૂ**—એમ અંગરેઝીમાં ટાક કરશો કે? Relation માં તો શગોબી આયો ને child માં શોકરેબી આયો. મારો શવાલતો શગીનો ને શોકરીનો ઉતો. છટ! છટ! અરે એમ કેહો કે It is my she relation's she children.

**શીરીન**—બસ કરો હવે. બમનદારૂ, હવે બસ કરો!

**બમનદારૂ**—આએ એક શેલ્લો શવાલ પુશુંશ, તે કેહી

દેવો ઓઉં? મેં તેને એક બબરચો પેહરાવીઓ તેને અંગ્રે-
ઝીમાં કેમ શમઝાવશો.

**શીરીન**—બમનદારૂ આજે કંઈ ભાંગ બાંગ ચરાવીને આયાચ કે શું?

**બમનદારૂ**—થાયાં પાશ! આએ કેટલીક ઝનીઓ ભાગી તુટી ગોટપીટો કરતીઓ ફરેશ ને કેઝે અમે તો અંગ્રેઝી શીખી ગીયાં તેમાના તમે એક લાગોશ! I dressed him with a big cook એટલું નહીં આવડયું! વારૂં શાલો બધું પરતું નાખો ને શોપારાને અંગરેઝીમાં શું કેહેશો?

**શીરીન**—એ બધું કહયું! બસ કરો હવે! માથુંભેજું દુઃખી આયું!

**બમનદારૂ**—શેહેલો બોલ Male betelnut એટલે શોપારો! સોપારીને બીટલનટ કહે, તારે તેનો વર સોપારો, તે મેળ બીટલનટ! આટલું શરખુંતો આવડતુ નથી ને અમથી શાની ઉફરાઈ મરોશ કે આમેતો મડમઝ થાઈ ગીયાં?

**શીરીન**—(ગુસ્સામાં) મોબેદ વરી હું બોલતી નથી તાં-હવેર કે? એ તમે તમારા મનમાં ચાએ શું પીઓચ?

**બમનદારૂ**—લે શાલો, શાલો, આએ તમેઝ બોલ્યાં કે તમે તમારા મનમાં શાએ શું પીઓશ તેઝ અંગરેઝીમાં બોલી દેખાડોની ઝોઉં?

**શીરીન**—એને અંગ્રેજીમા એમ કેહેચ કે You are a great goose!

**બમનદારૂ**—હોયજ નહીં—ખોટું! શાનેમનો બોલ કાંહ શે. What tea you drink in your mind

એમ કેહેવું જોઇએ. વારૂ શાલો જોઇએ તમારી ઝડપ! આઠે ઉઠે એટલાને અંગરેઝીમાં શું કેહે.

**શીરીન**--બોબેદ તમે જો જરા વધારે લાંબા હોતે કેની તો ખરેખર તમે ઊંઠ જેવાજ લાગતે હો!

**બમનદારૂ**--આએ અંગરેઝી શીખેલીનાં ડોલ જોવો શાહેબો! આએ લેવો હુંજ કેહી દેઊંશ. Eight times half past three varanda! વારૂ હવે આટલું તો આવરશો કે? શીખી દોર ઝારૂને અંગ્રેઝીમાં કેમ શમજાવ શો?

**શીરીન**--તમે ખરેખર ઝારૂશાજ છેવો કે એમ ઝારૂ ને બુતારા કરીઆ કરોચ.

**બમનદારૂ**--વધો, વધો. બીજબી બે પાંચ ગાલ દઈ દેવો. નીશારે માશ્તરનેબી એમજ ઝવાબ દેથાંથાં કે? શીખી દોર ઝારૂનો શાદ તો રોઝ ઘેરમાં બેશીને સાભરીએશ. શેહેલ્લો બોલ Water drawing rope besom! લેવો વારૂ દેવે દાણ શુટે ઘરાણ! એ બોલ તો શાંભલીઓશાની? તો એને અંગરેઝીમાં કેમ શમઝાવશો.

**શીરીન**--બોબેદ હવે તમે તો કોઈ ખરેખર ગરહ-ણજ છેવો. કંઈ ગરહણ ભાવમાં તમારો જનમ થએલો વારૂ?

**બમનદારૂ**--અરે, અરે, એ મેં આએ શું કીધું? પેલાની આગર એની તો તારીફ પર તારીફ કીધી ને અહીં તો બધું શાતરેશાત દખું! Give alms that eclipse become loose એટલો શાદો બોલ તેનુંબી ઠેકાણુ નહી! વારૂ શાલો તારી તો પીધેલી હોશેઝ તો કેહવો જોઉ? ખાટી મીઠી તારી! હારે હા ભાઈ! તેને અંગરેઝીમાં કેમ બોલી દેખારશો?

**શીરીન**—પરી હવે, સમજ પરી. આએ કીઆરનું કેહુ માથું ખાઈ જાવોચ તે તારીજ ઢીચીને આવેલા તેની મોંહકાણ છે!

**બમનદારૂ**—મેં તારી પીધીશ? તમે શોગંદ ખાઈને બોલશો? જારે મેં તારીઝ પીધીશ તારે આએ બધું પરાપર અંગ્રેજી બોલી કેમ જાંઉચ? Some sour sweet Toddy! yes oh! Brother yes! એ તમારો માશ્તર કાણ મુવો તો, માશ્તર! જે લોકોને કંઈ શાકરી ધંધો મલતો નથી તેવા લે ભાગુ પોરીઆઓ ઇસકોલ નીશાલનાં થોભલાં ઉધારી મોટા માશ્તર થાઈ બેસેઝ તેવાઝ કોઈ લે ભાગુની ઈશકોલમાં બેઠેલાં કે શું?

**શીરીન**—હમારી ભુલ એજ થઇ કે તમારા હાથ તલે શીખીયાં નહીં. પણ કંઈ નહીં, ફ્કર ના કરો, હવે મારાં છોકરાંને કેની તે તમેજ તમારી નીશાલે શીખવજો, તેટલાં હાલ તરત તો શેતાન દાબોજ કરો.

**બમનદારૂ**—(એક તરફ) ટુંકોઝ વાયદો! એના શોકરાં મારી નીશાલે આવશે! (તેને) જેમ તમારી મરઝી. શેતાન દાબો કરવા શાહવોશ તો આપરેબી રાઝીઝ છઇએ. પણ એટલુંઝ હવે અંગ્રેઝીમાં બોલી દેખારો કે શેતાન દાબો કરો.

**શીરીન**—એવું કંઈ શમજાવવાનું હોએ તો એમ કહીએ કે You are a donkey એટલે થયું.

**બમનદારૂ**—શું થાયું? ધુર થાયું! શેતાનનો બોલ તો એમાં મલે નહીં! donkey તો ગધેરાને કેહેશ.

**શીરીન**—હા, તે તેજ! હું બી તમુને તેજ કેહુંચ.

**બમનદારૂ**—શું તે તેજ! અરે એને એગ્રંઝીમાં તો

એમ કેહેશ કે Keep Satan left hand! આવો આવો! જોયાં તમુને. આએ બધું મારી પાશથી શીખી આવોશ (જાંગીર દાખલ)

**જાંગીર**—(અકડમાંજ) સાહેબજી, સાહેબજી.

**બામ**—(ટીકીટીકીને જોયા પછી) નંગ તો ચોખ્ખું દીવાની જોત જેવું લાગેચ! કમબખ્તી પોરીની! આ પોરીયા સાથ સંગ કાસી જાએ એમ લાગતું તો નથી! (મોબેદને તેડીને) અરે આ વાએલ જેવો પોરીઓ કાંહાંથી શોધી કાહારીઓ? ઘર પર સર તો દેખાતુંજ નથી!

**બમનદારૂ**—કાંએ તે પોરીયાને શું થાયુંશ! તમારાં કરતાં તો મઝાનો લાગેશ! અને એ તો આઝના શીખેલા પોરીઆ તે એવાઝ તો! તે આગલા દાહરા હવે ભુલીઆઝો!

**કોલી**—એ શું છે! વરી તમે લોકો શાંની ટપાટપી કરોચ! આએ જીભરાયો છોકરો આયોચ તેની સાથ કંઈ વાત કરોની! બા આવો જાંગીરશાહ! જુઓની એવણ શું કેહેચ!

**બામ**—નાહી રે હું તો કંઈ કેહેતો નથી! બેસો બેસો તાંહાંજ બેસો બા. કંઈ ચાકરી ધંધો છે કે?

**જાંગીર**—નાહી હાલ તરત તો કંઈ તે પર ધ્યાન નથી, જોઈશું પછી વખત વારે વાત.

**બમનદારૂ**—મુરબ્બીને કેહું કે ગીએ વરશ કમબખ્તી બેંકમાં એવણને શાકરી ઉતી! એ તો કંઈ હમણાઝ પણવા અદરાવાની ગરબરમાં પરયા તે શાકરીપર પાણી ફેરીયુંશ (એક તરફ) ધાંખરાને ખબર નથી કે શોખ્ખો માથે પડેલોશે!

**કોલી**—તે હવે એ તે કંઈ વાત કરવાની હોય કે ? આપરૂં જે ધારવેલુંછે તેજ કરોની ! ઉઠો રૂપીયા પેહેરાવવાની તૈયારી કરીએ.

[મોબેદ, બામજી તથા કોલી જાયછે—ફુટકલીઆ વેચનારા, જેવા કે બારીમાં કાચ જડનાર, ઉન વેચનાર, ઇત્યાદીના સાદ સંભલાયછે.]

**જહાંગીર**—(થોડોક વારૂં ઘોલચાને ટીકીટીકીને) તમે કંઈ મારી નજરમાં આવોચ ખરા ! બા, તમે કોણનાં દીકરા !

**સોરાબ**—હેઠને કેઉં કે પેલા હાપુરહા ઘોલચા ભાઇનો દીકરો થાઉં.

**જહાંગીર**—(લગાર ટકોરમાં) અહં, હાપુરહાહ ને વરી સાથે ઘોલચાભાઈ ? (એક તરફ) નખ્ખોદ ગીયાનો જીવતો કેથો સખ્ખે જતો દેખું ! (તેને) વારૂ ! વારૂ ! ને મુરબ્બીનું નામ ?

**સોરાબ**—મારૂં નામ હોરાબજી ઘોલચા.

**જહાંગીર**—બાવા ધંધો શું કરેચ ધંધો !

**સોરાબ**—બજારમાં મોટી દુકાન છે ને ધંધો પહતાગીયાનો કરે.

**જહાંગીર**—(અજાયબ દેખાવ સાથે ટકોર) અહંઃ હવે ઓરખીઓ ! પેલો પાંઉ મારકીટ આગલ સપલ ઈડાંવારો બેસતોતો તે તમારો બાપ થાય ! તો ભલા આદમી એમ પાધરૂં બોલોની ! કંઈ કોહેલાં સડેલાં ઈડાં ને વાસી કુસી તરકારી વેચી આખે દહાડે બીચારો બે પાંચ આના

કમાતોતો તે પસતાગીયો થઈ ગીયો ! ને એક ઘેરનાં ઓ-ટલાપરનું આટલુંક નાનું સરખું ખોપતું હતું તે મોટી દુ-કાન થઈ ગેઇ કે !! (ખુબ હસેચ)

**સોરાબ**— તીઆરે તમે મારા બાપને ઓલખતા ઓહો ?

**જાહાંગીર**— (ટોલમાં) અરે હારે યાર હા ! ઓલખુંચ તારેજ તો ! અમે લોક કેની તે ઇંહાં એવણનીજ દુકાનેથી લેતાતા ને જીઆરે કોએલાં નીકલનાંતાં તારે પાછાં છુટાં તેવનનાજ મોનાપર મારતાતા ને વરી ઉપરથી બેઠ્ઠા ઘોલ-ચાબી લગાવતાતા ! તે વખતે એ સપલ ઇંડાંવાલાનો દેખાવ એવો મજેનો લાગતોતો કે આખ્ખું બજાર તેનો રકાસ જોવા તુટી પરતુંતુ.

**સોરાબ**— (ટકોરમાં) એમ એમ તારે કેથી ઘોલચાની અમારી અટક પડેલી તે એ તમારા ઘોલચાપરથીજ ઓહે ! મને તેની ખબર નીહ ઉતી !! (એક તરફ) હહરીનાએ મારા બાપને તો દીઠેલોબી નીહ ઓહે ને હુંઊં ઝડપ લ-ગારે જો ! (તેને) વારૂ તમે મુરબી કોણ હાએબના રોહન ચેરાગ થાઓ !

**જાહાંગીર**— ફરામજી ફકીરાનો દીકેરો છેઊં બા સમઝયા કે ?

**સોરાબ**— ફરામ ફકીરો ! તીઆરે પેલી હોબાઈની હુખલીના તમે દીકરા થાઓ.

**જાહાંગીર**— હા, મારાં માએનુ નામ સુખલીબઈ ઉતું, પણ ખરૂં પુછાવોતો તે એવાં નામ મને ગમતાંજ નથી— સુખલી ને સોબાઈ ને ફકીરા ને બકીરા ! એ બધાં આગલાં

જંગલી જમાનાનાં જંગલી નામો છે—મારૂં જો ચાલતું હોએ તો એવાં એબીયલ નામો બધાં નાબુદજ કરાવી નાખું !

સોરાબ—(ટકોર) હા, બા હા, તેવાં બધાં નામો નાબુદ કરાવવા હાથેજ તેવા નામ ધરાવનારાઓનેબી લાગલા ગરદન મરાવી દેઓ તો બહુ હારૂં. પણ ભાઈને કેહુંકે ભાઈનો કેથી દાહરોજ પુગેલો નહી ને હાથે લાગા કાન જરા ટુકા પડી ગીએલા તે ભાઈ હાત ઘહતા રહી ગીયેલા. વારૂ ! એ હુબલીને ઘેરતો એકજ પોરીઓ ઉતો, ને તેનું નામ તો ચાનજી ઉતું ! તે તમારૂં નામબી તમુને ભાવેલું નીહ તે બદલીજ નાએખું કે હું ?

જહાગીર—તેનું હવે સમઝયા, પણ તમે મારા માંએ બાપને ઓલખતાતા કે ઘોલચા કાકા ?

સોરાબ—હાજતો; ઓલખે નીહ ! તારી પઠીમ અમે કંઈ એવાં હગાં વ્હાલાં ને હાદામાદા નામના વડાવડેરાને હીનતા નથી ! એ હુબલી તો મારી હગી થતીતી, હગી ! ને ઘણું હુધી અમે હાથે એકજ ઘેરમાં રહેલાં વહેલાં. તે બીચારાં કેવાં ગાય ગરીબ જેવા ઉતાં (એક તરફ) તેવા ગાય હરીખાને ઘેર આવા ઘોઘા પેદા પડેલા !

જાહાંગીર—(ફુફુડી ચટકીને) હવે તારે મને સમઝ પડેચ કે મારાં માએ બાપ જે અનઘડ જેવાં ઉતાં તે કેથાં આવા અરભંગ અને અભણોની સાથે રહી મુવેલાં તેથીજ એવાં અણઘડ ને ઓગરાં રહી ગીએલાં.

સોરાબ—(એક તરફ) હારૂં થીયું કે તે બીચારાં એહેમાં હધાવીઆં નીહ તો આ વાએલ જેવા પોયરાના રાજમાં હેરાન થતે ! (તેને) પણ તે લોક જેવારે અણઘડ ને

આગરાં જેવાં ઉતાં તો તે લોકોને પાંજરાપોલમાંજ મોકલી દીધાં હોતે તો હારૂ થાતે! તમારા જેવા હપુતને ઘેર એવાને. રાખવાંજ જોઈતાંતાં નીહી પણ તમે તો હવે ભણીગંણીને હારા હુધરેલા થઈ ગીચા નીહ!

જહાંગીર—તે વલી કોઇને કહી પુછીને કે! Stupid Dunce જેવા Brute ની પખી પલાંઠો મારીને બેઠોચ તેજ દેખાડી આપેચ કે તારામાં સ઼ઃાર કેટલા છે! મને ખોદાએ પરબી એવો ગુસ્સો લાગેચ કે આવા Dirty idiots ને પેદાબી શું કરવા કીધા હોશે?

સોરાબ—તમે ઘભરાવો ના જહાંગીરહા! એમ ખોદાએ હાથે વઢી પડવા જતાં વખતે મગજની આગરી બાગરી ખીહી જહે! જેમ હમારા જેવાને પેદા કીધાચ, તેમજ ખોદાએ તમારા જેવા થોડા ઘણા મકાઈ દોરાબી પેદા કીધાચનીતો બા! ભલે કાજ કે તમારા જેવા હોભણ હાભણનાં હાબુગોરા દુન્યામાં છે તો દુનીયાં ચાલેચબી!

જહાંગીર—ખરૂં કેઊચ ઘોલચા કાકા કે તમારા જેવા Ugly brutes ને લીધે અમારા જેવા કેટલાક સારાં માણસોને ઘણું નરસું લાગવા જેવું થાએચ!

સોરાબ—કાંય બાપા! એમ કાંએ વારૂં!

જહાંગીર—તો આએજ જોઇ મરોની, કે નાજાં સાથે તમારાં લગન થશે તો આપરે સાળા બંધેવીનાં નાતામાં આવી જઈશું તે તમારા જેવા એક ઘોલચાના બંધેવી દાખલબી મને તો નરસુંજ લાગવાનું!

સોરાબ—બહ કરો બાપા બાહ કરો! જીભનાં જરા નખ ઉતરાવો! તમારા જેવાને તો ઘટેચ કે દમપર હુમાર

રાખીને ફરવું! જાજી ટેં ટેં કરતાં બધું ભંડોલ ઉઘડી જાએ તે વખતે હેરાંન થઇ પડહો!!! (એક તરફ) નખોદ ગીયાંને હારા બંધેત્રી ને હાડુની હગાઇની તો ખબરબી નથી.

જાહાંગીર—લે ચાલો તારે હવે આપણે એ બધી વાત પડતીજ નાંખીએ ને એક બીજી વાત કેહુંચ તે કરશો?

સોરાબ—બોલો તો ખરા. કરવા જેવી આહે તો કરહું તેમાં હું છે!

જાહાંગીર—તો તમે આએ નાજાં સાથે પરણવાનાં તો અખાડાજ કરો ને જેવા આયાચ તેવાજ સેતાન ડાલો ને મોહડું કાળું કરી અંહીથી વંજો માંપો!

સોરાબ—(એક તરફ) તારૂંજ મોહું કાલું કરની! (તને) કાંએ બાપા એટલું બધું હું કરવા! એમ કરવાનું કંઈ કારણ?

જાહાંગીર—તેનાં કારણ બે છે, એક તો એકે બીચારી નાજાં તમારા જેવા કુહાર ગામડયા બોચના પંજામાંથી છુટે ને બીજું તો તમારી સાથની સગાઈની એબમાંથી હું બચી જાઉં! જો તમે મારો એટલો સુખન રાખશો તો કોઈ દહાડો હું કામનોજ છેઉં! હા, કેહી મુકુંચ.

સોરાબ—(ઠંડે કલેજે) તું મને હું કામ લાગહે બાપા કેહ તો ખરો! જરા જોઉં!

જાહાંગીર—અરે હમારા જેવા માહાન પુરૂષો શું કામ લાગે એમ પુછવું તેજ હેમાકત ભરેલું છે! અડી ભીડીએ પાંચ પૈસા લડાવી ઉભા રહીએ! જો તમારા જેવા અગરગચાએ જો કાંઈ આંટીકાંટીમાં આવી જાએ તો તાપમાં ને તાપમાં આવી તમારો છુટકો કરીને છોરવી લાવીએ!

કામ પડે તારે બેલાશક આવજે—ખાલી હાથે પાછો મોકલસ નહો, પાંચ પૈસા ઑંસસ!

**સોરાબ**--(ટકોરમાં) વારૂ બા વારૂ! ખોદા તમુને જીવતા રાખે ને એમ ગરીબ ગુરબાને પાંચ પૈહા જાંહતાંજ રેહેજો! (એક તરફ) ઘેર બારનો તો લીલો મુઓચ, વાંહ ફરે તો હાંલ્લું નીહી જરે ને વરી પતરાજી કેટલી? ભઠીયારખાને ખાવું ને ઓટલે આંગણે હુવું તેવા હાલ છે. કોઈનાં ઉછી પાછીનાં કોકા કકરાવોને ચીલ ઝપટનાં દાવ હોધતા ફરે તેવા આહામી તે વળી મને પાંચ પૈસા જાંહહે!

**જહાંગીર**—કેમ વાત કંઈ ધ્યાનમાં ઉતરેચ! વિચાર શું કરોચ?

"રેજોની ભાઈ આવે વખતે" એ રાહ.

**સોરાબ**—લઈ જાવુંછે જગમાંથી બાઈ કોને હઉ,
એ પલમાં ઉડી જાવુંછે આ હાચું કઉ,
**જહાંગીર**—કોટ પાટલુન બુટ પેહેરીને ફક્કડ અક્કડ થવું,
વાકીંગ સ્ટીક લેઈ બૅન્ડ સ્ટેન્ડપર ફરવા સાંઝે જવું;

**કોરસ**
ખીલ્યર્ડ યા કૉનસર્ટમાં જાવું ખાવું હોટેલમાં જઈ યારો,
ઠીયેટર સ્કેટીંગ રીંક મોરીનસને ત્યાં આઈસક્રીમ ઉપર મારો,
ખાધું પીધું લીધું દીધું લેઈ બગલમાં નાજુક નારો
કોનનાં બાવાની દીવાળી રરસે રૂવાલો બીચારો.

**સોરાબ**—કીરતારે દીધા પૈસા કરવા કામો ઘણાં,
ટાલો દુઃખો અંધા લુલા ઠુંઠાઓ તણાં,
દીકરા દલનારીના ને બાવા વચે ઘણા,
ખીસાં ખાલી ભપકો ભારી ન જોવી મણા;

કોરસ { જીંદગી મારી આ દુખીયારી હાલાબ હારીછે અંતરથી,
હાસ્યા પરહેવાને પૈહે છું દુખી હંતોહી ઘરથી,
લેવું તેણું દેવું જાણે નહીં દુખલા નાદેવા કરથી;
દમ્મનનો રહતો દેખાડે કાંતો જેલતણી લેબ્બે ભરતી.

જહાંગીર—હોય તું જેવા કડપટ તો દુનીયાં ઉંધી વરે,
સોરાબ—તારા જેવા મફ્‌ક ખુશ્કા બહુ ટૅ ટૅ કરે,
જહાંગીર—બંદાતો,નાખપર માંખ નહીં બેસે, તેવાસે ફરે
સોરાબ—લાંબા હે ટુંકો જાબ્બે મરે કાં માંદો પડે,

કોરસ { જહાંગીર—બાવા તેલ પળીથી વેચે,
સોરાબ—બેલ થઈ તું ઘાંણી ખેંચે,
જહાંગીર—ધોબીના ઘરનો ગધ્ધો તું,
સોરાબ—ઓરંગઓટંગ જેવો તું છે;
જહાંગીર—સીંહ શીકારી સેવક તો છે,
સોરબ—ઊંદર જોઈ બીહ મરેછે,
જહાંગીર—એક અવાજે હાથી મારૂં,
સોરાબ—મારની તોપો કોણ પુછેછે,

[નાજાં શીરીન દાખલ.

**સોરાબ**—આવોની નાજાં હમણાંજ આએ તમારી હીરીનબાઈનાં વર મને એક ઘણી હારી હીખામણ દેતાતા! જો તમારીબી તેવી મરજી હોય તો ચાલો તેમબી કરીએ.

**નાજાં**—તે શું છે! કંઈ સારી શીખામણ હોય તો અલબત તેમ કરવામાં આપણ બધાંને લાભજ છે! કેહેવોની! તે શું છે તે.

**સોરાબ**—વાતમાં જીવ હરખું કંઈ નથીરે, અમથી આટલી જેવી વાત છે કે, તારી હાથે પણવાના અખાડા કરી અહીંથી ચાલતી પકડું! બીજું કંઈ નીહી!

**નાજાં**—કાંએ કાંએ એમ શા સારૂં!

**સોરાબ**—તે એટલા હારૂં કે મારા જેવા કુહાર ગા-મઠયા બોચનાં પંજામાં તું આપડી ફ્રુહે નીહી ને બીજું એ કે મારી હાથની હગાઈથી એવણુ હેઠનું નાક કપાઈ જઈ એબ લાગેચ તે લાગે નીહી!

**નાજાં**—(લગાર બોફ્રુથી) એવણુને એવું કંઈ લા-ગતું હોય, ને તેથી એવણુનું નાક કપાઈ જતું હોય તો ભલે કપાય! તેમાં આપરે શું કરવાનાં ઉતાં!

**શીરીન**—નહીં! નહીં! નાજું! મારા જહાંગીરશા-હનું બોલવું ખરૂં છે—મૈબી અમણા તુંને એ થકી તો કહીંઉતું, મારા જહાંગીરશાહની પખી મનેબી તારી ઘણીજ દયા આવેચ.

**નાજાં**—એ તારી દયા ફ્રુયાની મને જરૂર નથી. હું તુંને કહી મુકુંચ શીરીન કે એમ તું છેક પોમારે જાએચ તે સારૂં નથી લાગતું! જાણી હવે તુંને કે તું શેઠાણીને દરજજે પુગીચ. હું છેઉ ને મારો વર છે. શું છે મારા વરને? તેવણ ગમે તેવા છે પણ મારે મનથી મારા માથાનાં તાજ ને મારા હૈડાનાં હાર છે. જેવા છે તેવા મારા અખ્ખંડ રહેઆ મારે માથે કાયમ રેહે એટલે બસ!

**સોરાબ**—(એક તરફ) હાબાહ! બઈરી કહીએ તે આને કહીએ! પણોતો પુત પાલણેથીજ જણાયે. યારો બઈરી કરવી હોય તો આવીજ કરજો.

"ચાલ વેહેલી અલબેલી પ્યારી રાધે" એ રાહ.

**શીરીન**—થઇ ઘેલી તું વહાલી બેની મારી.—ટેક.
તને ખાવીંદ ગમે કેમ?
**નાજુ**—તું આ પસંદ કરે તેમ.—થઇ.
**શીરીન**—પણવો એસ્કી રૂડા રંગનો રૂપાલો,

નાજુ—હોય ચોર યા જુગારી કે નઠારો,
જહાંગીર—ડરતીબીસ્ત જાને ગાંચી તેજવારો,
સોરાબ—છે મઝા એ ખાનદાનીમાં વીચારો,
જહાંગીર—નોનસન્સ, નોનસન્સ લાયક પ્રાણ.
નાજુ—દીલોજાનથી કુરબાન.
જહાંગીર—એ દેવી એ હનુંમાન.
સોરાબ—ના, ના, ભુત કે શેતાન?
શીરીન—ધણી ખોટો પ્યારી.——થઈ ગેલી.
નાજુ—ભલે સાદો પણ લતભુજવાળો,
નથી નફટ ખાવીંદ જેવો તારો,
જહાંગીર—ગધ્ધો, ગોરસ, શું જાણે, આ ગમારો,
સોરાબ—પડહે ખબર આકળા ના થાવો વારો.
જહાંગીર—અભણ, અંધ, બલદંકંધ,
નાજુ—ચુપ જુબાન કર તું બંધ.
જહાંગીર—તજ સમંધ અકલમંદ,
શીરીન—ના બુલંદ, દોલતમંદ.
નાજુ—પણ છે મરજી મારી.—થઈ ઘેલી.
શીરીન—એસકી વર ઉપરથી જાવું હુંતો વારી.
નાજુ—હોય ભપકો પણ ખીસા હોય ખાલી,
જહાંગીર—જો વીચારી.
નાજુ—એ છે જો ગુણકારી,
સોરાબ—વાહ? હાબાહ, મળજો આવી હઉને પ્યારી.
શીરીન—માને સુખ, શું લઈ ભુખ,
નાજુ—એના સુખ, તની રૂખ.
જહાંગીર—માની દુખ બાળે મુખ,
સોરાબ—આવે દુખ, ચાખો બૂક,
જહાંગીર—તજ લવારી તારી.—થઈ ઘેલી.
શીરીન—ધણી તેજ, કદી દામન ગજામાં,
રાખે કર્જ કરી બૈરીને મઝામાં,

નાજુ—નાખવો ધણી શું દુઃખના પંજામાં,
શું સમાયું વલી શુખ એ મઝામાં,
જહાંગીર—યસ ન કેમ?
સોરાબ—વહા વા પ્રેમ,
જહાંગીર—ધુખી ડુમ;
સોરાબ—કહો તેમ,
નાજુ—ખરી નેમતો છે પ્રેમ,
જહાંગીર—આવે રેહેમ, નહીં કેમ?
નાજુ—અમને સાંદાઈ સારી—થઈ ઘેલી.

[કોલીબાઈ થાલીમાં પીગાની, ગોળાબાસ, બે નાળીએર, રૂપીઆ તથા હારડા લેઈ પાછાં આવેછે, અને તીળા કરી હારડા સાથે રૂપીઆ બંધી જમાઈને પેરાવેછે, જાંગીરને તીળા કરી ઓવરના લેછે, પણ તે બે દરકારથી બેશી રહેછે, ઘાલચા તરફ બેમનપણુંજ છે. તોપણ તે તેને તથા સસરાને પગે પરેછે. આ કીરીઆ ચાલેછે તે વખતે અંદર નીચલું ગાયણ ગવાય છે.]

ગૌરી તાલ રૂપક.

એવીરે વખાણી સબદ વાણી અવદસ પાલવ ઝાલીએ.
ધનધનરે કુખે માએ તમારે મોટીની થાલ વધાવીએ.
મારો જાંગીરજી ઘોડે તે ચહડસે સાંભેલ શુભ શોભશે.
માટા ભરોરે મોતીની શેશરે,
ભાભી કહે હું આદરની લેસરે.

[જાંગીર પોતાના હાથમાનું નાળીએર ભોંયપર મુકી દેછે, તે બમનદારૂ ઉચકી લેઈ પોતાના રૂમાલમાં વીટાલી લેછે અને હારડો કાહાડી નાખેચ તેની કલ્ગી કરી પોતાની પાઘડીમાં ખોશેછે. ઘાલચો

નારીએળ હારડા. સઉ રજા દેઇ સાથે લેઇ જાયછે. તેઓ જવા માંડેછ તારે બમનદારૂ આશીરવાદ માંગેછે.]

**બમનદારૂ**—એ કાંહ કેહડાએશ. લાવ કંઈ ઝાંશોચ કે નહી. શાલ ઝોઉં મોહું માનું કરાવ.

**સોરાબ**—લે લે બાહહા, તારા નહીબનું તુંબી લે ભાય.

[ઘાલચો તણ રૂપીઆ આપી જાયચ. બમનદારૂ જહાંગીર પાસે આશીરવાદ માંગેછે.]

**બમનદારૂ**—શાલ લાવ હવે તું તોલ ઝોઉં. ડાભે હાથે ઝટી દે, શાલ વેક વેહેલો થા.

**જહાંગીર**—અરે તમે ઘભરાવ ના બમનદારૂ. એમ છુટક છુટક આપેલું શું કામનું? બધું એકહું થવા દેઓ હું તમુને છેલે બેંકપર ચેક આપશ.

**બમનદારૂ**—અરે પણ તારા ચેકપર બેંકને હું શું કરૂં? હમના કંઈ ઝટની!

**જહાંગીર**—આપસરે આપસ તમે ઘભરાઓ ના.

(જહાંગીર જાયછે બમનદારૂ ડઘાઈને જોયા કરેછે.)

**બામ**—આએ નાહ્લો દુકતો છેક ઉડ ઉડ કરી રહેઓચ તેનું કેમ થશે કોણ જાણે?

**કોલી**—હવે તમે ઉભા રેઈને જોયા શું કરોચ (પંચાગ આપીને) જુવોનો લગનનું મુરત કારે છે, જેમ નજીકનું મલે તેમ શોધજો. આજે ભરૂશા નહી? દાહરા કાહારેલા બોદ્ધા–તરત ભરતમાં જે થઈ જાએ તે ખરૂં.

(બમનદારૂ પંચાગના પાના ઉઠલાવી, આંગળાંપર ગણી જરા ડોલા ચઢાવી અંદેશાભર જણાઇ નીચલા શ્લોકે બોલેચ—)

**બમનદારૂ**—ધન, મક્કર ને કુંભ; આ, બાપ મારશે બૂમ. મીન, મેશ ને વરખ; લગન કરવાનો બહુ હરખ. કરક, સીહ ને કન્યા; જેવાશે તેવા પણીયા. મીઠુન, વરશ્ચક ને તોલા, જમાઈજી તો શે પોલા. તરીઝો શંદરમાં શે તે આંગમાં ગરમી રાખે. મંગળ શોથા ઘરમાં શે તેથી કઝીઓ કંકાશ કરાવે. પાશમો શુકર શે તે મનમાનતું શુખ આપે. શઠો રાહુ શે, તે શોકરોને ભારી. નવમો રવી શ્વભાવને ગરમ રાખે ને શૂરજની માફક તપીબી જો! બૂધ ધણીનો લાભ આપે ખરો પણ પાશા જેવાના તેવા! મેલ કરવત મોશી નો મોશી! લગનનું મુરત નઝીકનુંજ શોખ્ખું શે, નહીં તો બે તાણ મહીના પર વાત લંબાણ જાશે.

**કોલી**—નહી, નહી, એટલે લાંબે શું કરવા જઈએ? એ ભલાં કામમાં ઢીલ શું કરવા જોઈએ? શીરીનને સાસરે તો કંઈ કેહે કેહવાર કરવાની જરૂર નથી. બમનદારૂ તમેજ જરા પેલા ઘોલચાને ઘેર ખબર કરતા જાઓ કે આએ મુરત સોઝનું છે. તે વેહેળા વેહેળા ચાર ચોખા નાખી આપો?

**બમનદારૂ**—તે તે લોક કંઈ ના કેહેવાના નથી. તે લોકોબી કેહેતાંતાંઝ કે ઝલદી થાય તેમ શારૂં.

[બમનદારૂ જાયછે, પડદો પડછે.



## અંક બીજો—દેખાવ ૧ લો.

### રસતો.

[જહાંગીર તથા શીરીન.

**શીરીન**—આએ પોલકો ઉતાવલમા તૈયાર થયો કેની તે તેનો કટ બરાબર નહી થયોજો ? અંગ્રેજ દુકાનદારોબી નામેજ મારી ખાએચ, નહીં જાન !

**જહાંગીર**—પણ પોલકાઓ પાછલ ખરચ કેટલો થયોચ તેની ખબર છે ? એ તો મારૂં દીલ દુલ્લુ છે. તેથી દરકાર નથી કરતો કે ચાલો ? ખાનાર પીનારને સાહેબ આપનાર તેમ થઇ રહેશે.

**શીરીન**—જાન, આજે તો મોરીનશને ત્યાં આઇસ-ક્રીમ ખાઇનેજ જઇએ.

**જહાંગીર**—ઓ યસ, માઇ ડીઅર. ચાલો કાંઇ ખુશ ગીત ગાતાં, લલકારતાં જઇએ.

"ઓ ધી બોયઝ, યસ ધી બોયઝ." એ રાહ.

બાગબાન આ ગુલતાન સુખ નીશાન તુંએજાન,<br>
ગુલાપર બુલબુલો દરખ્તોની ઝુલો, ગાયે બુલ;<br>
દાતાર તુંજ આભાર નીરાકાર અપરંમપાર,<br>
સુમ્બુલ સાથ ચંબેલી ગુલ મોહોર લાલની વેલી,<br>
દેખાડે અતી તુંજશાંન.

આ વૃક્ષ પરની દ્રાક્ષ જોઇ શ્વાસ થાએ સુવાસ,<br>
ફુલોપરની માંખી મધુર મધ ચાખી, ગાએ બુલ;<br>
આ ઠામ સુખ ધામ સ્વર્ગ મુકાંમ છે મુદાંમ.

સુમ્બુલ સાથ ચંપેલી, ગુલ મોહોર લાલની વેલી.
દેખાડ અતી તું જ શાંન.

[બમનદારૂ આવેછે.

બમનદારૂ—(મન સાથે) આ લાંડો હવે શપરાયો તે ખરો? (જહાંગીર પાસે જઈ) કેમ હવે તું મારી આશોદાદ આપેશ કે નહી? શું શું ઊંધા શટ્ટાં કરી તુને ઠેકાણે પારી આપોઓ ઝે મોઝ મઝામાં ફરતો ફરેશ તો લાવ હવે ઝલડી?

જહાંગીર--(તેનો હાથ ધરી તેને એક તરફ લઈ જઈ) અરે એમ શું કરેચ એ મારી બૈરીના દેખતાં ફજેતો થાયચની તો?

બમનદારૂ--તો ગોલામ, ફજેતી ભાગી બીતો હોય તો ટોલી દે! બબે શશાર મહીના થાયા શોધુશ, તો મલતો નથી! ઘેર ઝઈએશ તો શેઠાણી કેશ કે શેઠ પેહરેલાશે પશી આવઝો માબેદ! એમ વાયદા કરી કરીને કારેશ! ઝાને એના બાપના શાકર હોઈએ!

જહાંગીર—જરા અખારા કરો, હાત ભીડમાં છે! થોડું ઘણુ ઉતું તે હેમા હુકકો મારવાડી ખેચી ગીઓચ! જોઊચ વલી, એક બે દારામાં તમારોબો કાટ કાહારી નાખસ!

બમનદારૂ--શારૂ તારે? હમણા તો ઝતો મુકુંશ પણ પાશી ફ્રૂટ પકરાશ હો! મુઝી બશાંઓને મલે નહીં તારે કામ શું કરવા કરાવેશ! વારૂ શાલ હવરા ઝરા નાક શુકાએશ તેથી બેવરાને વાશતે કંઈ ફારીઊં ખન તોલ.

[જહાંગીર આપેછે ને બમનદારૂ જાયછે]

શીરીન--જાન! એ શું છે? બમનદારૂ એટલો શાનો તડડાતો તો?

**જહાંગીર**--કંઈ નહી રે! એ તો અમથો. કંઈ આપ સેની વાત છે? એ તો સઉ થઈ રેહેશે.

**શીરીન**--નહી, નહી, થઈ કેમ રેહે? મારેબી તે જાણવું તો જોઈએ?

**જહાંગીર**--અરે હારે હા? તે કેહુંચની તો બધું!

**શીરીન**--પણ તે કારે કેહેશો? એમ રસતા વચ્ચે કૂજેતી શુ? નાનસેનસ, આપણને એવુ ગોધયારૂં કંઈ પરવરે નહી જો!

**જહાંગીર**--તારે એમ આએ ગોધયારૂં કરયા કરશું તો આઇસક્રીમ વેચઈ જશે ને પછી રવરી રેહેશું જો ડીયર, હા હું નહીં જાનું બા! [તેઓ જાયછે]

---

## દેખાવ ૨ જો.

### બામજીના ઘરનો એક ઓરડો.

**બામજી**--(મન સાથ) અફસોસ એક વાર મારી કેવી ઈજત હોરમત ઉતી અને હાલમાં હું કેવી નામોશી વચ્ચે ભરાઇ બેઠોચ, કજીયા કંકાસથી બીહીને જેમ કહ્યો તેમ ખરચ તો કીધો પણ જયારે માંગનારાઓનાં તકાજા પર તકાજા ચાલેચ ને આજ કાલ વખતે વારંટમાં પકડીબી જશે તેવી વખતે મને દીલાસો આપનાર ને મારી દયાનું ખાનાર કોઈ મલે નહીં.

**શેહરીઆર**--(અંદરથી બુમ) શુને અંદર નેઈ જવા દેચ. ચાલ જા નેઇ થો થારા માંથા ભોંઆગી નાંખેચ.

**બેલીફ**--ચલચલ અમી કોન હયે તે ઓલખતેસ કાએ? માજા નાઉ મીસતર રામચંદર. તુજા બામજી શેઠ ઘરામદી અસતાની તુ માલા મદી જાઊંન નાહી દેઈત, પણ બગ *માઝા કામા મદો હરકત કેलोस तर तुला ચોકી મદી ગેઊન જાઈલ.

**શોહરીઆર**--શું ચુકીમાં લેઈ જોએચ? થારા ભાપના કંઈ બાધાચ બાધાચ કે થું મેને ચુકીમાં લેઈ જાએચ? મારા સીઠનાં હોકમ થેઈચ કે કોઇને અંદર આવવા નેઈ દેચ. હું સીઠનાં પેગાર નેથી ખોતી કે થેનાં હુકમ નેઈ માનેચ. ચાલ જા.

**બેલીફ**—બગ એ માલા મદી જાવુંન દે. તું હયેસ કોન! એરા હાએ એરા. (બેલીફ ધક્કો મારી દાખલ, શોહરીઆર પછવાડેછે પકડેચ.)

**શોહરીઆર**—શું કેહયા હું ઘેરા! થું ઘેરા! થેરા બાપ ઘેરા! થારા જીવ લેચ! થુંને મોરી નાખેચ! હું કેઇ ભેંગી જેંગી છે કે મેને ઘેરા કેછ.

**બેલીફ**—(બામજીને) મીસતર બામજીભાઈ બેહેલા બોગા તુમચા નાંવ કાહે! તુમચે વરતો પાંચ હજાર રૂપીએ સાટી વારીનટ આહીત. તુમી રીસપેકટચાબલ મ્યાન આહે મનુન મી હાફ અવર વેટ રાહેલ. પાએઝલ तर मनी દીયા નાહી તર ચાલા માજી સંગાતી. મીસતર બામજી તુમી અમાલા બલેમ કરૂં નકો હો. અમી तर અમચી ડયુટી બજાવતો. પરંતુ તુમચી વરતી ગ્રેસ કરૂન હાફ અવર વેટ રાહલે. યુ મેક ટ્રાઈ ફોર મની.

**બામજી**—ઓ બાપ અફસોસ! અરે ભાઇ બેલીફ મારી પાસે પૈસા કંઈ નથી. અરે કોઈ આવોરે? ઓ યઝદાંન

કંઈબી તો તું હવે મારા બુઢાપા પર દયા કર! શું તું ચાહે તો મને આએ આફતમાંથી નહી છોરવે ! અરે! અરે! શેહરી-યાર હવે હું મારૂં કાળું મોનું કોઈને કેમ દેખાડશ! શેહરીયાદ હવે મને જયા વગર ચાલશે નહી (બામજી રડેચ)

**શેહરીયાર**—થુ જાઈચ ઈ ઈ ઈ ઈ. થું થોં જાએચ. થારે ઉં કાંહાં જાએચ ઉં ઉં ઉં ઉં.

**બામજી**—હું ઘણોજ શરમીંદો છેઉં માસ નીમખ-હલાલ શેહરીયાર કે તારા દસ બાર પગાર મારી ઉપર માં-ગતા રહી ગીયાચ જે હું તુને હમણાં આપી શકતો નથી પણ જો હું છૂટી આવશ તે વખતે કંઈબી કસો તારી ની-મખહલાલી ભરેલી નોકરીનો બદલો વાળી આપશ.

**શેહરીયાર**—હમણાં ફ્રેગારની સોંની વાત કરેચ? થારી પાસ ફ્રેગાર કોન માંગીચ ? જો એમનાં મારી પાસે રૂપીઆ હોયચ થો હું થુંને છોડવેચ. હું થારોપર મારા જીવ આપીચ ! જીવ !

**બામજી**—શાબાશ, શાબાશ, મારા નીમખ હલાલ શેહરીયાર. શાબાશ! ઈરાણી લોહી! સદા વફાદાર નીમકહલાલ અને સાચ્ચુંજ હોએચ તે તેં સાબેત કરી આપીઉંચ પણ હવે મને જયા વગર છુટકો નથી.

**એલીફ**—સર અથાં મેક હેસ્ત, મેક હેસ્ત. અમી તુમચી સાતી લઇ વેટ રહાલા અથા આઇ વૉન્ટ ઈસ્ટાપ આ મીનીટ.

[બધા જાયછે, બીજી તરફથી કોલી દાખલ થાયછ.

**કોલી**—(ગભરાટમાં) મરેરે વાય! હવે શું કરૂં! કોઇ મલેબી નહીં! કોણને મોકલું! હું કેહતીતીરે કેહતીતીજ? કે કોઈ દાહરો મદઈનો ફ્રુજેતો થશે! વેહાવાજન કરે તાં પાંચ

પઇસાનું કરજ દેણુ તો થાય તે ઓજીયાં એમ આવીને પકરી લઈ જાએ! [શીરીન દાખલ.

**શીરીન**—કાંય માય? તમે એમ કાંય કરોચ! શું છે?

**કોલી**—(જરા રડબા જેવો થઇને) દીકરી તારા બાપ-પર તો ઓંજણી ધાર આવી તે શું કરૂં? લગનને બે પાંચ વરસ થતે તેટલાં તો રૂપીઆ ભરાઈ જતે પણ મુંવા તો રંન પરજ ચઢીયાં. એ તો ઓંજણી કંઈ તારા બાપના ઘેરમાં દીકરી આવી!

**શીરીન**—પછી તે દીકરીનું શું કીધું? દીકરી કોણની આવી! તે કાંહાં છે?

**કોલી**—બરી કંઈ સરકારની દીકરી કેહેચ—તે તો ઓંજણી આવે તે કે જે પાણી પીવા ઉભી નહી રેહે? ધરી પકરીને બસ લઇજ જાએ?

**શીરીન**—તારે શું બાવાને પકરી લેઈ ગીયા?

**કોલી**—હાસ તો! હવે જીભરૂં જાંગીરશાહ વેહેલો આવે તેને મોકલું કે જઇને સસરાને પાછા છોરવી લાવે!

**શીરીન**—(જરા અંદેશા સાથે) જહાંગીરશાહનુંબી કંઈ સમજ પરતું નહી? આપણી સાથ કંઈ દીલ ખોલીને બોલતો નથી. એની પરબી કોણ જાણે શું ધાર છે? (ચાકર હાંફતો હાંફતો દાખલ.)

**શોહેરીયાર**—બાઇ, બાઈ? સેરકારનાં સીફઈ આ-યાંચ થે શીરીનબાઈના ઓઢ્ઢાનો બધો સામાન લઈ જા-એચ! ને જાંગીર શેઠનેબી ફેકડી ગીયા! [જાયછે.

**કોલી**—મરેરે! ઓંજીયા આ શા દખ! એ તો પરતી પર પચાસ!

**શીરીન**--માઆએ તારે હવે હું શું કરૂં! (જરા જીવ જીમાયા જેવો થવાથી ખુરશી પર અઢેલી પરેચ.)

**કોલી**—શીરીન! તું કાંય મારીપર જુલમ કરેચ દીકરા? જરા ધીરજ પકર! કંઈ ઓરદાર કરીએચ! મરેરે! હું તો જહાંગીર પર આશા બાંધતીતી કે એ અબઇ રહેઓ કંઈબી કરશે તે ઓંજણી દારાની ચાલે એના મદઈનેબા ઘેરી નાંખીઓ! જોજી તારે નાજાંને ઘેર જાજી! એના વર થતા તરફ તો ઓંજીજી જોવાબી ગમતું નથી! ઓંજીયામાં કંઈ શાન સલુખજ મલે નહી તે તાંહાં જઈનેબી શું કરૂં! અરભંગ જેવો રખે મોનાપર ઉડી આવે! ચાલ ભાઈ, આજે તો હવે ઢેરની ઉતારોને આપરો ચહરાવજી પરેચ! જોઈએ તે કંઈ કામ લાગેચ? [તેઓ જાયછે.]

---

## દેખાવ ૩ જો.

### કોલચાનું ઘર.

**સોરાબ**—(પાટીઆ રાંખતો બેઠોછે. પાસે સુથાર કામનાં હથીયાર પડેલાંછે. રેંદો ખેંચવામાં સાથે નાજાંને તેડેછે—નાજાં આનાકાની કરીને પણ અંતે કામ કરવા લાગેછે.)

**નાજાં**--(કામ કરતી) સોરાબજી જો કેહેવો તો જરા માએને મલી આજી? ઘણા દાહાડા થયા મલાયું નથી તે જીવ ભરાઈ રહેઓચ!

**સોરાબ**—આજે નહી ને કાલે જાએ તો ચાલે કેની?

**નાજાં**—તે તો જેમ તમારી મરજી; હું તો એમ ધા-

રતીતી કે આજે પરવાર આવેલીછે તે જરા ઉભી ઉભી ફૂરૈ મારી આગ઼!

**સોરાબ**--કાલ પર રાખ, કાલ પર! આજે તો મારી ડોહીને ઘેર જઇએ. તારી બારો મંગાવેલી તે આજે તો તાંહાંજ જઇએ!

**નાજાં**--તે તારી ઘેરમાં મંગાવેલી છે! તારી પીવાની મઝા તો ખજુરાંમાં હોય!

**સોરાબ**--તે ખજુરાંમાંબી જહુંજ તો! પણ તેને હજી વાર છે, વાર! આએ તો ડોહીનો એક હગો છે, તે એમ ઝારતાર મોકલે! હાથે મઝાનુ ગ઼બરીગ઼ ને ટીખ્ખા ટીખ્ખા ટોકાબી મોકલે! તેની બહુ મઝા પડે! મુગાં મુગાં તારી પી ખાઇને હલુ રહીને ઘેર આવહું! હમણા તો ચાંદરણુંબી હારૂ પરે! ચાલ વેહેલી થા! [નાજાં જાએછે.

**સોરાબ**--એ આ બઇરી બહુ રાંક છે હોં! મને તો બહુજ ગમે! હાડકું રોરવાયલું કેની તે ફેટલુંએ કામ કરે પણ માલમજ નહી પડે. હાથે વરી કર કેહરવાલી પણ હારી છે! હમજુ છે, હમજુ! એ મને તો પેહેલાં એનાં ગીતડાં ને રાગરા કંઇ ભાવેલાં નહી, પણ હવે ગાય કેની તે એનાં ગીત મને હાંભરવા ગમે તો ગમે પણ હાથે ગાવાબી ગમે! (અંદરથી ગાવાનો સાધ સાંભલી) એ જોરે! ગાય! ગાય! કામબી કરે ને ગાયબી! એ બહુ હારૂં! ગાતાં ગાતાં કામ કરીએ કની! તે કામ બહુ હેલું લાગે! [કંઇ કામમાં ગુતાયછે તેટલાં નાજાં ગાતી ગાતીજ આવી ને કંઇ સામન ગ઼ચકી લઇ જાએછે તે જોઇને] હાએબની મેહેરબાની! હાએબ જેવાં હુખી રાએખાંચ તેવાંજ રાખજે!

**નાજાં**—(તૈયાર થઇને આવેછે) લે સોરાબજી તમે

કેરે કપરાં બપરાં બદલશો ? આએ હુ તો તૈયારબી થઈ આવી ?

**સોરાબ**—(પગ પર નજર કરી) નાજું તું હજી આ એન કોતક નહી મુકે ? આ ઇહિટાપરાં બીહટાપરાં આપણને નીહી છાજે જો ! લોક અહે ! કે આ હુથારની બૈરી તે વરી ઇહિટાપરાં હાનાં પેહેરે !

**નાજાં**—કાંએ ! લોક હસે શાનાં ! મારા ધણીને જી ! મારા પેહેરાવતા ઓઢાવતા પરથી મરૂં તે હું મારા ગરીબરા વરેબી મોજ કરૂંચ ! આપરે રળી કમાઈ હાડકું રેરીને ખાઇજીએચ પીજીએચ ને પેહેરીએચ ઓઢીએચ. કંઈ કોઇની પખી હરામ હજીસનું તો નથી વાપરતાં !

**સોરાબ**—તે તો બધું ખરૂં ! પણ આપરે ગરીબ મનીખ પયરાં !

**નાજાં**—ખરી વાત છે ! પણ આપરે આપરા ગરીબ સંસારેબી ઠાયાં ઠોયાં કાંએ નહી ફરીએ ?

**સોરાબ**—બા તારી ખુહી ! હું તુંને દલગીર નીહ કરવા માંગતો !

**નાજાં**—નહી મરૂં, એમાં દલગીર શાનું થવાનું ! તમે મને દલગીર કરવા નહી ચાહાતા તો હુંબી તમુને દલગીર કરવા નથી ચાહતી—આએ લેવો તમારી મરજી હોય તો મોજાં કહારી નાખું ! એમાં શું છે !

**સોરાબ**—હા, કારી લાખ ! કારી લાખ ! લોકની નજરમાં અમથાં આવી જાંહું !

**નાજાં**—(મોજાં કાહાડી નાખી) લેવો તમે રાજી થયા ! જે વાતમાં મારો ધણી રાજી તે વાતમાં હુંબી રાજી !

**સોરાબ**—મારી નાજાં ! તારે હારૂં તો જે કરૂં તે

થોરૂં થાય! હું હારી બૈરી છે! વારે! તું આ બધું મારૂં કહીઉ કરે કેની તે મને બહુજ ગમે જો!

**નાજાં**--વરનું કહ્યું બૈરીએ કરવુંજ જોઇએ! એમાં નવાઈ શું કીધી! પણ સોરાબજી તેમ તમુનેબી બૈરીનું કહ્યું કરવું જોઇએ જો!

**સોરાબ**—તો હું? મારી નાજાં કંઈ કીયે તે નીહી કરા કે? તારા જેવી બૈરીપર તો મારો જીવ આપા! જીવ!

**નાજાં**—તારે જુઓ સોરાબજી, આપરે ઘેરમાં કામ ધંધે વળગેલાં હોઇએ તારે તો જેવાં તેવાં રેહેવાએ પણ બહાર નીકલીએ તારે જરા ઠાંયાં ઠોયાં થઇને નીકલીએ કેની તો સારૂં લાગે. મોજાં પેહેરવાનાં છે તે કંઈ વરાઇને વાસતે નથી પણ સફાઇને વાસતે છે, તેથી જો તમે કેહેવો તો બાહર જવે આવવે પેહેરૂં? ને નહી તો તમારી મરજી.

**સોરાબ**—આએ વરી તેં એની એજ વાત કહાઢી! (એક તરફ) બાપને ઘેર પેહેરવાની ટેવ પરેલી કેની! તે મુકાય નહી! મુકાય! (નાજાંને) વારૂં ચાલ, ચાલ! તારી ખુહી છે તો પેહેર પેહેર! તારો જીવ ખુહી રાખ! પણ જો આ કહી મુકું કે અકરાટ નહી કરવો હો! (નાજાં જાયછે) બૈરીએ મને અરધો હુધારી લાખેલો હો! (સોરાબ ગાયેછે.)

"એ ભુપકી અજબ હય—એ રાહ."

એ હોલુ ઘોલચો નામ મારૂં છે યારો, (બેવાર)
છું હુંતાર કેરા ધંધો હું કરનારો.—છું.
નીહ? બાપ ગયો મુજ ઘરમાં ગાંહડી છોડી,
મ્હેનત હું કરૂછું દીનભર કાયા તોડી,

મનતણા મજુરી કરે ચાકરી દોડી,
તે કરતાં મુજને ગુલામી તો છે થોડી;
ખુબ હાથ હુન્નરથી કમાઉં પૈહો હારો.—છું.
ઘર બેઠા ધંધો કરી ભાખરી ખાઉં,
થઈ ફુલ ફટાક નવ નોકરી કરવા જાઉં;
હું બની જાંગલો મનમાં નહીં મલકાઉં,
હાદાઈ માંહીતો હદાયે રાજી થાઉં;
ગુણગાઈ ખુદાના હુખથી કરૂં ગુજારો.—છું.
મુજ નાજાં લટકો મટકો કરતી આવે,
દુનીયાની ચીંતા ફીકર બધી વીહરાવે;
મુખ મધુર બોલીને દીલ મારૂં લલચાવે,
એ નાજાં વણ કહું કંઇ મને નવ ભાવે,
નવ દેખું પ્રીયા તો દીવહ થાય દુઃખ ભારો.—છું.
ઘર નાજાં હરખી મલી પ્રીયા દીલજાંની,
તો ખાનપાનમાં રહે કહર કહો હાની.
ઘર હરગ બરાબર હુખીયું જે કરનારી,
ધન ધન! છે તુજને નાજાં ઓ મુજ પ્યારી;
છે ચડતો જગમાં ખરો હીતારો મારો.—છું.
ઘર નાર આગલે બતાવી બાહના હટકે,
તે નફ્ફટ નરની કરો પુંજા કોઈ ફટકે,
જઈ ભલે ગમારો કલબો કલબોમાં ભટકે,
બંદા તો ઘરમાં મઝા લુંટવા અટકે;
મેં કહી હકીકત ખરી હુણો હરદારો.—છું.

[કોલી, શીરીન દાખલ.

આવો હાહુજી આવો! તમે કંઈથી ભુલાં પરેલાં!
આવો હીરીનબાઈ! હારી પેઠે તો ખરાં!

**શીરીન**—હા બા છૈયે, તમુને દુવા કરીએચ.

[નાજાં દાખલ.

**નાજાં**—ઓ માઍ, તમે કાંહથી આયાં? હું આજે આપરે ઘેરજ આવતીતી પણ તેટલાં સોરાબજી કેજે માંરી માઍને ઘેર જઇઍ. કાલે તો હું ખચીત આવવાનીજ ઉતી! કેમ શીરીન દલગીર જેવી કેમ લાગેચ?

**કોલી**— માય તારા બાપનાં મદઇને પકરી ગીયા!

**નાજાં**—બાવાને પકરી ગીયા? કાંઍ? કાઍ!

**કોલી**—કંઈ બરેલાં માગતાં લેણાંને સારૂ પકરી લઈ ગીયા!

**નાજાં**—ઓ વાઍ? તારે હવે શું કરીઍ? સોરાબજી આઍ સાંભલીઉં કે! મારા બાવાને ધરી ગીયા!

**સોરાબ**—હું હહરાજીને ધરી ગીએલા! હાય હાય! હવે કેમ થાહે!

**કોલી**—બાવા, શરમ તમારે હાત રહીચ મરૂં! તમે કઈ દોર ધામ કરીને છોરવી લાવો તેજતો!

**સોરાબ**—તે બાપા મારાથી હું થવાનું ઉતું! આપરા જહાંગીરશાહ કાંહાં છે હા તેરાવોની!

**શીરીન**—મારા જહાંગીરશાહનેબી પકડી ગીઆ!

**સોરાબ**—ઓત તારી, હહરા જમાઇને બેહુને પકરી ગીએલા! રૂપીઆ કેટલા રૂપીઆ! હહરાને કેટલા રૂપીયા હારૂં ધરી ગીએલા!

**કોલી**—ઓંજણી કંઈ પાંચ હજાર! રૂપરડી કહેચરે!

**સોરાબ**—ને જહાંગીરશાને?

**શીરીન**—આઠસો નવસો કેચ!

**સોરાબ**—ઓ મારા બાપારે! મેં તો જનમારા આખામાં એટલા રૂપીયા દીઠેલા નહી?

**નાજાં**—(કગલી પરીને) તો કંઈબી કરો મરૂં! ને એટલા છોરવી લાવો.

**સોરાબ**—નાજાં, તું કાંએ બલાપો કરીને મારો જીવ બારે! (એક તરફ) હું કરૂં એની બહુ દયા આવે! એને લીધે તો આ મારૂં કલેજું બધું કપાઇ જાએ! કેમ કરૂં! છુરી વચે હોપારી જેવો મારો હાલ થયો! પણ રૂપીયાની રકમબી કંઈ જેવી તેવી નથી નીહ.

**નાજાં**--તે તમે એમ હવે વમાસન શું કરોચ? મારી ખાતરને વાસતે એટલું તો કરો તમારીપરથી બધી મરી જવશ. મારા જીભરાયા બાપના એવા હાલ જોઇને હું જીવી કેમ શકું? (રડવા જેવી.)

**સોરાબ**—તું ના રર હબુર કર હબુર કર! કરૂંચ કંઈ વીચાર કરૂંચ; તારા બાપને વાહતે તો કંઈબી કરાહ!

**શીરોન**—ને મારા જાંગલાને સારૂં?

**સોરાબ**—તો તે તમારી જાંગલા મડમની વાત તમે જાણો! તેમાં કંઈ મારીથી પરાય નહી જો!

**શીરીન**—માએ મારા જાંગલાને નહી છોરાવે તો હું તો કુવોજ પુરૂંજો!

**નાજાં**—ના ધભરા બેહેન! (સોરાબને) મરૂં આટલું માંથે લીધું તો આએબી એટલું કરોજ આપો; જાંગીરશાનોબી છુટક થાય તો બધાંનાં મ્હોનાં હસતાં રેહે. જોઈએ તો મારી જનસ ભાવ છે તે લઇનેબી કરો પણ આટલી ગળે આવેલી કાંટીમાંથી તો છોડવો!

**કોલી**—હા, બા હા, એટલી એક વખત તમે શરમ રખો! મરૂં, મારૂં કોઈ સજાતનું ફરજંદ છેવો તો આવીજ વખતે કામ લાગો બાવા! કેહેતીજ છે, બાવા કે દીકરી આપીને દીકરો લીધો પરાયો હુતો તેને પોતીકો કીધો. તેમ બાવા તમે અમસા પોતીકાજ છેવો તે હીંમત પકરી તમારી

આગળ ઉમેદભર આયાંચ તે આવી લાચારીની વખતે. ના ઉમેદ ના કરતા મરી જાંઉ. (બધાં પગે પડે—તાજાં, માએ બેહેન વતી ફરીથી પગે પડે. સોરાબજી રૂપીયા લઈ બધાં સાથે જેલ તરફ જવા નીકલેછે—જતાં જતાં બધું ઊંચક મુક ને ઝાડઝુડ કરવાનું છે તે શીરીન પાસે કરાવેછે.)

---

## દેખાવ ૪ થો.

### માંગતાં લેહેણાની તુરંગ.

બામજી—અફસોસ! આએ મરતી વખત હાંડકાં ધુજેચ! જનમારા આખામાં તુરંગનું મોનું નહીં જોયલું તે હવે મરતી વખતે જોવું પડીઊં! લાફા લાફ ને દોડા દોડના ખરચ થતાં તો થઈ જાએચ પણ પાછલ આ પીડા! રાંડને ઘણુ ના કહીઊં પણ સમજેજ નહી! મરાઈ મરાઈ ને મોટા ખરચ કરાવીયા ને મોટી રીતો અપાવી. અરે ઓ સોપાઈ દાદા! જરા તુરંગકા પાણીતો લાવીને પા! લોક કેતા હએ કે તુરંગકા પાણી બોત હજમીએત હએ, તો જરા દેખીએ તો ખરા! (શીપાઈ પાણી લાવેચ તે પીને એક બે અટકાર ખાઈ જરા લેટેચ તેટલાં બેલીફ સાથ જાંહાગીરશાહ દાખલ થાયછ તેને જરા દુરથી જોતાં) આ-એતો જાંહાગીરશાહ આવી લાગેછ! એને કંઈ મારી કદર આવી ખરી હોં! કેવો દલગીર જેવો લાગેછ! વારૂ ઊતોતો આજે ધસીને આયો તો ખરો? દીકરા દીકરી એવીજ વખતે કામ લાગેતો! વારૂં તારે આપણો છુટક હવે થશે ખરો! શુગરાના! તે સાહેબના! (જાંહાંગીરશાહ છેક પાસે

આવેચ) આવ દીકરા આવ! (કોટી કરેચ) કાંય બા શું કરવા એટલો દીલગીર થાયછ!

**એલીક**—શેઠજી! યાલા તરી તુરૂંગાચા પાણી ગોડ લાગતો માણુન આલે હાય!

**બામજી**—કયા! એલાબી તુરંગમે લાયા! કાયકે બાશતે લાયા? કાંય બા! તુને શું થયું!

**જહાંગીર**—હવે તે વાત હમણા શાની પુછોચ! દુખપર ડાહામ કાંય દેવોચ. મરવા દેવોની મુગે મોને!

**બામજી**—મેં તો ધારીઉ કે ધમધમ કરતો જમાઈ સસરાને છોડવવા આયો! તો તેને બદલે એવણબી સસરાના સાથી થઈ લાગા! [બીજો બંધવો દાખલ.

**બંધવો**—(ખુશ દેખાવે કંઈ લલકારતો) અરે શેઠી-આઓ એમ બેસીને અફસોસ સાના કરેચ! ઉઠો ઉઠો! ચાલો મારી ઓરડીમાં આવો બે ઘડી ખુશ ટપા લગા-વીએ! થવાનું ઉતું તે થયું! ચાલો આવો પાનાનો એક ડાવ માંડીએ નહી તો. રૂવાલા રડી રહેયા! આપણા બાપનું શું ગીઉ! ખાધું પીધું તે આપણે ગતે લાગું! માગનારને કહીએ કે બચ્ચાજીઓ હમણા હમારાં પેટ તો ભરશે! ખાસા મજેનાં છ છ આના રોજ મલેચ! ચાલો બા ઉઠો! આજે હમે બેચાર જણે ભાગમાં ખરીઆનું ટપીલું કરાવેલુંછે! સાથેજ જમશું! ઉઠો! ઉઠો!

**બામજી**—વારૂ બાપા! પછી જોઈશું! હમણા જરા ગગરવા દે!

[બંધવો જાએચ—નાજાં, શીરીન, કોલી, સોરાબ દાખલ.]

(ધભરાઈ ઉઠીને) એ આએ બધી હાલી મવાલી શાની ઉતરી પડી!

**સોરાબ**—(સસરાને પગે પડી) બાપા ધાભરા ના પડો હઉ હારૂંજ છે! (ચોકીદારને) એ તારો હાબ કોણ છે તેને તેડ! હું પૈહા લાવેલો! આ માહારા હહરાને છોડવવા આવેલો! (જાંગીર તરફ ફરી) કેમ ભાઈ હારી પઠેમ ખરા કે! હવે પેલા ઠગલા ને લાકડાં ને ઓલકા ને પોલકા બધાં કાંહાં ગીએલાં! હા ભાઈ હમે તો ઈડીંવારાના પોયરા—હુથાલા! હું કરીએ ભાઇ! ધંધો એવો હલકો તો ખરો!

**બામજી**—અરે શાનો હલકો ધંધો? હું તો હંમેશ કેતો આવતો તો કે કંઈબી ઉદમ જોઇએ! ઉદમનો ધણી ભુખે નહી મરે!

**સોરાબ**—બાપા તમે અમોલા બેહો? એ તો આ મારા જાંહાંગીરશાહ હાથ હેજ અલગારથી વાત કરૂં!

**જહાંગીર**—(લાચાર અવાજે)સોરાબજીબા એમ આવી વખતે મરતાને નહી મારીએ?

**સોરાબ**—હગાઈ થયાને વરહ બે વરહ થયાં તેમાં હોરાબજીબા એમ એમને મોને આજે પેહેલું હાંભરેલું! તો ભાઈરે! એવીજ વખતે કેહેવું જોઈએ! નીહી તો તમારા જેવાઓની હુધ ઊંધડે કેમ? મારી હાથની હગાઈથી તો બાઇને એબ લાગતીતી તે વાત બધી યાદ છે કે જાંહાંગીશાહ?

**જહાંગીર**—લે ચાલો બા, માફ કરો તકશીર થઈ!

**સોરાબ**—હાએબ પાહે માફ માગો કે તે હાએબ તમુને રૂડી બુધી આપે ને હવે અકરાટ વકરાટ મુકી, મુઢી ખજવાલી કંઇ ચાકરી ધંધો કરો! એ હીરીનબાઈ! મારાં બોલવાનો ગોહોતો લાગહે ખરો! પણ એ બધાં બુટ ઈસટાપરાં ને ઓલકા પોલકા ને ફરવા હરવાના રખડવાયા

મુકી દઈ હારીને કાછરો મારી ઘરનાં કામ કરો તો ખોદા શેઠજી બહુએ આપહે! એ બુટ ઈસટાપરાં ને ઓલકા પોલકા પેહેરીને ફ્રરવા હરવાનાં કામ આપરાં જેવાં ગરીબનાં નીહી; એ તો જેને હોભે તેનેજ હોભે! કાહાડીયા માછીયા હઉ હુધારા વારા થવા માંગે તે કંઈ થવાય—કેમ નાજાં બોલી નહી! હું કેહું તે બરાબર કેહેઉં કેની!

**નાજુ**—તમારો એકે એક બોલ ખરો છે. મારી બેહેન થઈ તો શું થયું? પણ એ લોકોએ ઠેંગશાઈમાંથી હાથજ કહારીયો નહી કે આગલો પાછલો કશો વીચારજ કીધો નહી. મનને ગમતું ખાધું પીધું, મનને ગમ્યું તેમ પેહેરીઉં ઓઢીયું ને મનને ગમ્યું તેમ ફ્રરીયાં હરયાં ને મ્હોડે આયું તે બોલ્યાં ચાલ્યાં પણ કાલ કેવી પડશે તે જાણ્યું નહી! અવે આટલાં પરથીબી સમજે તો ઘણું છે. વધારે બોલવામાં સાર નહી.

**બામ**—ને હુંબી એમજ કેહુંચ દીકરા કે તું કેહેચ તે બધું ખરૂંજ છે. આ હાવાં હાવાં અણઘડ લોકો ખરો સુધારો શું છે તે બરાબર સમજતાં નથી ને સુધારાનુ નામ ઉલટું વાયડું કરી પોતાની ને બીજાઓની ખરાબી કરેચ! અગર જો એવા ઢોંગી સુધારાવાળાઓને સુધારાના મંડળમાંથી હડધુત કરી કહાડી મુકવામાં આવે તોજ એવા નફ્રટોની સુધ ઉઘડે.

**સોરાબ**—લે ચાલો હવે પેલા હાએબને રૂપીયા ભરી ઘેર જઈએ.

---